ઉજ્જેણ નગરીનો

Reg No. 96

# ચતુરસિંહ ઠગારો.



## ભાગ બીજો.

મનરંજન કરનારી વાર્તાનો
મ્હોટો સંગ્રહ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
શા. નારણલાલ મોતીલાલ.
બુકસેલર—અમદાવાદ.

પ્રત ૮૨૫૦. સને ૧૯૨૧ આવૃત્તિ ત્રીજી.



ધી 'પ્રજા હિતાર્થ' મુદ્રાલય પ્રેસમાં પટેલ. ડાહ્યાભાઈ
દલપતરામે છાપ્યું ઠે. શાહપુર નવી પોળ—અમદાવાદ.

કીમત બાર આના.

ઉજેણુ નગરીના

# ચતુરસિંહ ઠગારો.

## ભાગ બીજો.

### વાર્તા પેહલી.

#### અલબેલીના આંકડાને ઉતારનાર અલબેલો મળ્યો.

આ ઉજેણુ નગરીના મોતી ચોકમાં માનકુંવર નામની એક અલબેલી સંગીત શાસ્ત્રોનો અનુભવ ધરાવનારી નાયકા રહેતી હતી.

આ મનહરણી રતી કાન્તા સરખી શોભી રહેલી અને આખી ઉજેણુ નગરીને પોતાના મોહરૂપી કુપમાં ડુબાવી દઇ પોતાની આંખોની પુતળીઓથી સર્વેને વશ કરી લીધા હતા. જેના મ્હેલની નીચે ખુલ્લી તરવારનો પહેરો હતો, તેને મળવા જવાની ઉમેદ રાખનાર, તેને ફક્ત નજરાણા દાખલ પાંચ મ્હોરો નીચે ચોકી કરનારને આપી મોહનીનો હુકમ મેળવ્યા વગર ઉપર જવાની કોઇની છાતી ચાલતી નહોતી.

તે મનમોહની અલબેલી છકેલી છટેલી ચતુર ચતુરાની ચતુરાઇ ઉપર હડતાલનું પાણી છાંટી તેણીના આંકડાને વાળી નાંખી પોતાનો ચમત્કાર બતાવવાને માટે આપણો પ્રવીણ ચાલાક ગુલખેરૂ ઉરફે ચ-

તુરસીંહ ઘણા દીવસ થયા તલ્પી રહ્યો હતો. અને તેનું ચીત તેને કેવી રીતે ઠગવી તેના વિચારમાં તલ્લીન થઇ ગયું હતું.

તે માટે પોતાનો વીચાર દ્રઢ કરીને ચતુરે નવી નવી પ્રકારની મીઠાઇ બનાવી, જે મીઠાઇ આ ઉજ્જેણ નગરીમાં કદી પણ બનતીજ નહોતી અને તે મીઠાઇ આજદીન સુધી અલબેલી માનકુંવરના જોવામાં કે ચાખવામાં પણ આવીજ નહોતી.

તે મીઠાઇનો એક ખુબીદાર ખુમચો ભરીને ઠગ બપોરના પાંચ વાગે તે માનવંતી અને આખી ઊજ્જેણીને પ્રીય થઇ પડેલી માનકુંવરના મ્હેલની નીચે નિકળીને બોલવા લાગ્યો કે, 'અજબ હે હમારી મીઠાઇ જો ખાવે ઉસકું દે ગગનની મોજ દીખાઇ, ખાતેહી ઉસીકા બદનકા રંગ જાવે પલટાઇ, જો દેખે ઓ ન ચખે ઉને અપની ઉમર ગુમાઇ! લ્યોરે રંગી લે ! છેલ છબીલે છબીલેંકી મીઠાઇ ! ખાવે શો મોજ પાવે, સ્વર્ગમેં જાવે વઇમાનમે બેઠકે આવે, ઉસીકુ મીઠાઇ બનાનેવાલે રંગ ઓર રાગણીમેં ગાવે. એશી હે ઉસકી ખુબી. ક્યા ગમાર ખાતા હે, ક્યા ઓ દામ બચાનેવાલા પાતા હેં, જો રંગી હેં મદમસ્ત હે ઓરકું મસ્ત બનાતે હેં, વોહી એસી મીઠાઈ ખાતા હેં, મજા પાતે હેં, ઓર ઓરકું મજા દેકે, મજા લુટતે, ઓર લુટાતે હે. હે કોઈ ખરીદદાર હે, કોઇ મનમોજી મતવાલે અલબેલે ઓર અલબેલીઓ! હમતો કહેતે હે કે બસ સુમકે સરદાર હે, પેસેકે બચાનેવાલે જીકો જલાને વાલે હે, ક્યા ખાયગા કીયા ખીલાયગા, હરામકા લેગા, ઓર હરામમેં ગીરાયગા; ન ખાયગા, ન ખીલાયગા, આયા વેસા જાયગા.

આવી પ્રમાણે ચતુર ઠગારો બોલતો બોલતો અહીંથી તહીં ને માનકુંવરના બંગલાની આસપાસ ફરવા લાગ્યો એટલામાં ચતુરની

રંગીલી ભાષાનો રંગીલા શબ્દો તે માનકુંવરનાં અંતઃકરણને વીંધી આરપાર નીકળી ગયા !

માનકુંવરે તરત પોતાના મ્હેલની બારીમાં આવી તે મીઠાઇ વાળાને બોલાવીને કહ્યું કે એ મીઠાઇવાલા ઉપર આવ ઉપર આવ.

ચતુર—દેખી તુઝે ? મેરી મીઠાંઇ કયા ખાયગી ઓર કયા લેગી ! લેનેવાલેકી સુરત તો દેખ ! તુજે ઉસીકી લ્હેજત ચખનેકી હોતો, તું નીચે આ, મેંતો નહીં આઊગા. બોલ કયા કહેતી હે, મેંતો એ ચલા.

માનકુંવર—વાહરે મીઠાઇવાળા ! તેરી મીઠાઇબી અવળ હે. ઓર તુંબી અવળ હે, તેરી બોલી બી અવળ હે, તેરે ઢંગ ઓર તેરા નખરાભી રંડીઓસેબી બુરા હેં. રંગ મદ—જોબન બી ઓર હે. ઇસ વાસ્તે તું એસા બોલતા હે આતા હે કે નહીં.

ઠગારો—તું આતી હે કે નહી, ઉપર આનેકી ઓર જાદી કીમત પડતી હે, વોતું દેતી હે, તો મેરી મીઠાઇની લ્હેઝત ચખનેકું પાયગી નહીં તો ચલીજાં તેરે ઘરમેં, નહીં, લેના, .નહી દેના ફોકટકા કયું રખા રહીં હે.

ચતુરના આવા રદયભેદક શબ્દો સાંભળવાને વાર માનકુંવર પોતાના અભિમાનમાં વધારે ડોલવા લાગી. અને એકદમ નીચે ઉતરી આવી, ઠગના હાથમાં બે સોનામોહોર મુકી, તેનો ખુમચો તેના માથા ઉપરથી ઉતારી, પોતાના સીપાઇના માથા ઉપર મુકી, ઠગનો હાથ પકડી ઉપર લઇ ગઇ, અને ઠગને કહેવા લાગી કે એ મીઠાઇ વાળા તારો આ આખો ખુમચો મને આપી દે અને તેના જેટલા દામ થાય તે માગી લે.

ઠગારો—(ખુમચો તેના હાથમાં આપી દઇને કહ્યું કે,) લો, અલબેલી ! તમે મારી મીઠાઇનો સ્વાદ ચાખી તમારા આત્માને અને

તમારા છેલ છબીલા બીજા આત્માઓને રીઝવીને પછી પયસા આપજો તમે ક્યાં પયસા દેવામાં કમજોર છો મને પયસાની ખુટ નથી વળી હું આના કરતાં ચાર ઘણી સરસ મીઠાઈ કાલે બનાવી લાવીશ પોતાના ચટકામાં હવે આજ ખચિત સપડાયા વગર રહેનાર નથી એવી તેની પકી ખાત્રી થવાથી.

ચતુર રોજ ને રોજ નવી નવી મીઠાઇઓ બનાવીને માનકું-વરને ખવરાવવા લાગ્યો તેથી માનકુંવર ચતુરસીંહ ઉપર પ્રસન્ન પ્ર-સન્ન થઈ ગઇ અને ચતુરને પોતાના મહેલમાં દાદરેથી ઉતરવા આપે નહીં. અને આંધળી ભીંત બની ગઈ! વાહરે તેરી મીઠાઇ ! વાહરે તેરી ચતુરાઇ! વાહરે તારી મોહક બોલી ! તુંતો તુંજ છે ? તારા જેવું રમકડું મેં આજ સુધી ક્યાંય જોયુ નહોતું! પણ તારા જેવું રમકડું તો રાજ મહેલમાં શોભે. પછી આવી રીતે મીઠાઇ વહેંચા રખડવામાં કદી સોભતું હશે ? તેરે જેસે કામ કે ટુકડાસે મેરે તનકે ટુકડે કર ડાલા હે કેસી અજબ તેરી આંખમેં મોહની ભરી હે.

એક દીવસે તે માનકુંવરે ચતુરને કહ્યું કે, મીઠાઇ વાલે! આજ તો તમે મારી નજર આગળ ઉતમ પ્રકારની મીઠાઇઓ બનાવો, જોઉ તમારી કારીગરી કેવી છે.

ઠગારો—ઓ અલબેલી ચતુરની મીઠાઇનો સ્વાદ ચાખી મસ્ત બનેલી માનકુવર મારી ક્યાં ના છે. આપો, રૂપીઆ નગરમાં જઉં, અને માલ મસાલો લાવીને તમારી સનમુખ બનાવી તમારા અને તમારા સર્વે આ લોકોને, અને તમારે ત્યાં આવતા જતા ધકાં ખાધા આસકી જીવડાઓના મગજ તર કરી નાંખું પછી કંઇ છે! પછી માગું તે ઇનામ આપશો કે ? જો હોય મરજી તો આપો વચન ! નહીંતો બંદા આ ચાલ્યા.

માનકુંવર—હા! હા! આપીશ. લે આ મારૂં વચન! તમારા કરતાં મને વધારે શું છે! લો રૂપીઆ, અને જાઓ બજારમાં, લાવો માલ મસાલો. બાઇ તે રૂપીઆ લઈ બજારમાં ગયા; માલ મસાલો લીધો અને તેની સાથે જુદી જુદી જાતનો નીસો ચઢે તેવી જુદીજુદી કેફી વસ્તુઓ પણ લીધી અને તે લેઇને તરત માનકુંવરના મહેલમાં દાખલ થયો. ચતુરની મીઠાઇ બનાવવાની ચતુરાઇ ઉપર આસક્ત પ-ડેથી માનકુંવર, ઘરનું, અને ઘરમાં આવનરાઓને સન્માન દેવાનું સર્વે ત્યાગી દઇ ચતુરની બાજુઓમાં બેઠી અને એક ધ્યાનથી તે કેવી રીતે બનાવે છે તે જોવા લાગી.

બોલ બોલતામાં અનેક પ્રકારની મીઠાઇઓ બનાવી તઇયાર કરી. આજે માનકુંવરે પોતાના રંગીલા આસકોને આ મીઠાઇનો રંગ ચ-ખાડવા માટે નોતરા દીધા હતા; ને તે નોતરાને માન દઇ નીમેલા વખતે માનકુંવરના મહેલમાં હાજર થઇ ગયા.

વખત થતાં સર્વને પલંગ ઉપર બેસાડયા, તે જોઇને ઠગ પો-તાના હાથની બનાવેલી કેફથી ભરેલી મીઠાઇ પીરસવા લાગ્યો. આ મીઠાઈ ખાતાંજ. માનકુંવર તેની દાસી અને સરવે પરોણા, સીપાઇઓ નોકરો ચાકરો જમીન આધીન થઇ, એક એકના શરીરને પકડી આળોટવા લાગ્યા.

આ જોઇ ઠગારે માનકુંવરનો ભંડાર લુટયો, અને ત્યાર પછી ત્યાં આવેલાઓના માથા મુંડી નાખી ઉપર ચુનો ચોપડી મેસથી મોહુ રંગી દઇ સર્વેનો માલ ઉતારી રાતના અગીઆર વાગે પોતાના ઘર ભેગો થઇ ગયો.

આજ રાતે માનકુંવરના બંગલામાં કેમ અંધારૂં છે, કેમ સુન-કાર છે સીપાઇઓ ક્યાં છે? મહેલનો દરવાજો રક્ષણ વગર ઉઘાડો

કેમ પડયો છે તે જોઇને ઘણુાક લોકો તે માટે પોતાના તર્ક વીતર્ક દોડાવવા લાગ્યાં. પણ કોને પડી છે કે ઉપર જઇશું બન્યું છે તે જુઓ!

એટલામાં ત્યાંથી રોન ફરતો કોટવાલ નિકળ્યો અને તેણે આવા પ્રકારનો રક્ષા વગરનો ઉઘાડો પડેલો માનકુંવરનો બંગલો જોઇને પોતે તેના મહેલની ઉપર ચઢી ગયો.તો ત્યાં તેણે બધાને મુડદા પડેલા જોઇને તે તો અજાયબ થઇ ગયો. તેણે વીચાર કર્યો કે, જો હું આ બધાઓને સચેત કરવા જઇશ. ' આવબલા પકડ ગલા.' ઇસ્સે ભ-ગના ભલા, એટલું કહેતાને વાર કોટવાલ છ પાંચ ગણી ગયો.

સહવાર પડી બપોર થયઃ સાંજ પડવા આવી, ત્યારે સર્વેના મગજમાંથી નીશાની કેફ ઉતારવાથી સહુ જણાઓ સચેત થઈ એક મેકના મોઢા જોવા લાગ્યા. અને આરસી શામે મોડામાં મો રાખી બોલ્યા કે, આતો પેલો ઠગ, માથા મુંડી ગયેલ. ચુનો ચોપડાવી ગયો, કાળુ મોઢું પણ કરી ગયો અને ઉપરથી માલ પણ ઉઠાવી ગયો વાહરે ઠગારા! તારી માયે તનેજ જણ્યો છે ? ધન્ય છે તારી છા-તીને ? ધન્ય છે તારી બુધિને! વાહરે હીંમતગાર ઠગ! તારી પણ આ નગરીમાં ખોટ હતી, જેવો રાજા વીક્રમ સર્વેના ચરીત્રો જોવામાં હુશીયાર છે, તેવો તુ પણ સર્વેને ઠગવામાં હુશીયારજ છે.

ચતુર માનકુંવર ચેતી જઇને પોતાના ભંડારમાં ગઇ અને જોવા લાગી તો ભંડારને ખાલી દીઠો. તે જોતાંજ માનકુંવર બેશુદ્ધ થઇ જઇ નીચે પડી ગઇ. તે ઘણીવાર પછી સુધિમાં આવી. બધાઓને ચુપચુપ મોઢે પોતાને ઘેર જવાને રજા આપી. કપાળ ઉપર હાથ મુકી વીચાર કરવા લાગી. તેણીને કંઇક વીચાર દ્દઢ થતા, તે એકદમ ઘરમાં ગઇ, એક સફેત વસ્ત્ર ધારણ કરી નીચે ઉતરી ગઇ તે ક્યાં

ગઇ તે કોના જોવામાં આવી નહી; આ ખબર રાજાને થતાં ક્રોધનો પાર રહ્યો નહી.

---

## વારતા ૨ ૭.

---

### એક સ્ત્રીના દાગીના છીનવી લીધા.

સોમવતી અમાસ હોવાથી ચતુરસીંહ થોડી મીઠાઇ દેવના નૈવેદ તરીકે કેટલોક પુજા સાહીત્ય સાથે લઇ નદીએ ન્હાવા ગયો. નદીને કાંઠે એક મંદીર હતું, અને તે મંદીરમાં અનેક સ્ત્રીઓ અને પુરૂષો દેવની પુજા કરી રહયાં હતાં. ચતુરસીંહ પણ સ્નાન કરી મંદીરમાં પેઠો અને દેવનાં દર્શન કરી દેવની પુજા કરી રહયા બાદ આસપાસ આંખ ફેરવી જુએ છે તો એક સ્ત્રી પોતાના અંગ ઉપરના બધા દાગીનાને ઉતારી સાથે પાણી ભરવાને લાવેલા ત્રાંબાના હાંડામાં મુકી તેના ઉપર બીજી ગાગર ઢાંકી, પોતાની આઠેક વર્ષની છોકરીને તેની પાસે બેસાડી નહાવા ગઇ, તેની ઉપર ચતુરસીંહની નજર પડી. પેલી સ્ત્રી હર હર ગંગે! હર હર ગોદાવરી! એમ બોલતી અને શરીર ચોળતી નહાવા લાગી. આ સમો સાંધી ચતુર પોતાની મુઠીમાં દસેક રૂપીઆ રાખીને, જે છોકરી દાગીના સાચવતા બેઠી હતી; તેની નજર પડે તેમ તેની પાસે એક રૂપીઓ નાંખ્યો પછી ત્યાંથી બે કદમને છેટે બીજો રૂપીઓ નાંખ્યો એમ પંદર વીસ કદમ સુધી રૂપીઆ નાંખ્યાંજ કર્યા. અને આમથી તેમ આંટા ફેરા કરવા લાગ્યો તે પેલી છોકરીયે દીઠા કોઇ ન જાણે તેની રીતે છોકરી પોતાની જગ્યાથી ઉઠી એક પછી એક રૂપીઆ ઉચકવા મંડી તે ઉચકતી ઉચકતી છેક

વીસ કદમ દુર ગઇ એટલામાં ચતુરસીંહે સમય સુચકતા વાપરી ઝટ તે હાંડા પાસે આવી, હાંડા ઉપરથી ગાગર ઉતારી નીચે મુકીને હાંડાની અંદર મુકેલા દાગીનાને કાઢી લઇ પોબારા ગણી ગયો, અને આડી અવળી ગલી કુંચીમાં થઇ ફરતો ફરતો માલણને ઘેર આવી બેઠો, પેલી છોકરી રૂપીઆ વીણતી હતી તેના હાથમાં રૂપીઆ આવ્યા તે લઇ હાંડા પાસે આવી તો તે જેમનો તેમ પડેલો દીઠો. તેની મા નહાઇને તરત ત્યાં આવી શરીર સાફસુફ કરી લુગડાં પહેરી લીધાં અને દાગીના પહેરવાની ઇચ્છાથી તે હાંડામાં હાથ ઘાલીને લેવા જાય છે તો, તેના હાથમાં કાંઇ મલ્યું નહીં. તે સાંભળી પોતાની છોકરીને પુછતાં તે બોલી કે હું એમાં કાંઈ જાણતી નથી. હું અહીંઆંથી થોડેક છેટે ગઇ હતી તે નીશાની કરીને બતાવી તે કોઇ ભાયડાના રૂપીઆ નીચે પડી ગયા હતા, તેમાંથી મને આઠ રૂપીઆ મલ્યા છે તે આ લે; છોકરીનો ઉતર સાંભળી લઇને તે સ્ત્રી મનમાં સમજી ગઇ કે પેલો ઠગજ મારા દાગીના ઉડાવી જવો જોઇએ એમ ધારી તે રડતીને કકળતી ઘેર આવી. ઘરના માણસોએ પણ સાંભળી હજાર રૂપીઆના દાગીના ગયા તેની પોક મુકી શોક સાગરમાં ડુબી ગયા. અને તે સ્ત્રીને કહેવા લાગ્યા કે જાજો હવે નહાવા! જોયું કે કેવો દેવ પ્રસન્ન થયો છે કે પથરના દેવ તે પ્રસન્ન કરવા જતાં મનુષ્યરૂપી દેવ પ્રસન્ન કેવો થઇ ગયો છે! તે જોયો કે ફરીને જજો દેવના દર્શન કરવા!

---

## વારતા ૩ જી.

---

### રાજા અને ઠગારો.

આવી રીતે દરરોજ બનાવો બનવાથી અને મહોટા મહોટા અધિકારીઓથી પેલો ચોર ન પકડાવાથી પ્રજા ત્રાસ ત્રાસ પામી ગઇ

હતી, અને તે સંબંધી સખત ફરીયાદ રાજા પાસે આવવાથી તેની દાદ રાજા લઇ ન શકવાથી, રાજા અત્યંત કંટાળી ગયો હતો અને હવે શું કરવું ? તેના વિચારમાં પડી ગયો હતો, વિચાર કરતાં કરતાં તેણે એવો નિશ્ચય કર્યો કે ગમે તેમ થાઓ. પણ આજે મારે મરવું કે તેને મારવો અથવા જીવતો પકડી લેવો, એમાંનું એક કામ કર્યા વગર દરબારમાં હું કદી પણ જનાર નથી. આવી રીતે પકો ઠરાવ કરીને તે માટે દરબાર ભરી શરવે દરબારીઓ સમક્ષ પોતાનો વિચાર રજુ કરી પાનનું બીડું પોતે ઉચકી લીધું.

રાજા ચતુર ઠગારાને જાતેજ પકડવાનું બીડું ઉચક્યું છે એ વાત માલણે ઘેર આવી ઠગને કહી અને વધુમાં રાજાએ કરેલી ( પકડયા સીવાય દરબારમાં નહી આવવાની ) પ્રતિજ્ઞા તેને જણાવી આ શહેરના તમામ દરવાજા બંધ કરાવ્યા અને પોતે જાતે રોન મારવા નિકળ્યો. આ વખતે ચતુર ઠગારે ધોબીનો વેશ ધારણ કરી લઇને કેટલાક લુગડા લઇ તેના બે પોટલાં બાંધી ખાંધે ચડાવી તે દરવાજા આગળ આવીને પહેરેગીરાને કહ્યું કે, ' આ મ્હારાજા સાહેબના લુગડા છે. તે તેમને સહવારે દરબારમાં જતી વખતે પહેરવાનાં છે, તેથી તેમણે મને આ વખતે આપી કહ્યું છે કે. સ્વચ્છ ધોઇ સવારનો સાત વાગે પાછા લઇ આવજે, અને જો નહીં આવ્યો તો આજથી તને દરબારમાં આવતો બંધ કરી, મારા હુકમનો ભંગ કરવા બદલા તને શીક્ષા કરવામાં આવશે. તેથી હું તેના ખાસ હુકમથી અત્યારે ધોવા નિકળ્યો છું જો તે સવારના સાત વાગે ધોએલાં લુગડા રાજાને નહી મળે તો હું તમારૂં નામ દઇશ, તે માટે મને કંઇ પણ સજા થાય, અથવા મારા પેટ ઉપર લાત પડે તેનું જોખમ તમારે માથે લેવાનું

અને તેનો જવાબ આપવાનું મને લખી આપો છો! છે તાકાત ! હોય તો, આપો પાછો જઈ ! મારી ક્યાં ના છે! અને જો હીંમત નહીં હોય તો જવા દો ! આ સાંભળી પહેરાગીરો ખુબ ગભરાઇ જઇને ઝપાટાની સાથે દરવાજો ઉઘાડી આપી તેને નદીપર જવા દીધો ઠગારો તરત નદી પાર ગયો. અને લુગડાના પોટલા ઉઘાડી નાખી નદીમાં નાખ્યાં, અને તેમાંથી બે ચાર ભેગા લઇને હિસ્સો હિસ્સો કરીને કપડા ધોવા લાગ્યો.

થોડોક સમય વીતી ગયા પછી ફરતો ફરતો રાજા દરવાજા પાસે આવ્યો અને પુછ્યું કે, ' આ તરફ કોઇ આવ્યો હતો. ' તે સાંભળી દરવાને કહ્યું કે, ' સાહેબ ! ફક્ત આપનો ધોબી આપના કપડા ધોવા હમણા નદી ઘાટે ગયો છે.

આ સાંભળી રાજાએ તરત દરવાજો ઉઘડાવ્યો, અને તે ધોબી કોણ છે ? તેની ખરી તપાસ કરવા માટે પોતાના ઘોડાને નદીના ધોવાના ઘાટ તરફ દોડાવ્યો. પોતા તરફ કોઇ ઘોડેસ્વાર આવેછે, તેના ઘોડાના પગલાના પડતા પડઘા સાંભળીને ચતુર ઠગે એકદમ હિસ્સો હિસ્સો કરવાનું પડતું મુકી પોતાની સાથે આણેલો એક માટીનો ઘડો જેના મોઢા ઉપર ચુનો ચોપડેલો હતો તથા તેના ઉપર કંઈક કંઈક કાળા લીસોટા પાડેલા હતા તે નદીના વહેતા પાણીની અંદર ચાલતો કીએ ધકેલી દીધો, તેમજ પોતે કીનારા બહાર આવી રડતો બેઠો. એટલામાં રાજા તે વેષધારી ધોબી આગળ આવી ચઢ્યો અને તેને પુછ્યું કે, હમણાં કોઈ ધોબી આવ્યો હતો. ઠગે કહ્યું કે હા સાહેબ! એ હમણા ધોતો હતો તેણે મને સામેના ગામમાંથી એકલો આવતો જોઇ લુંટી લીધો આપના ઘોડાના પડઘા સાંભળી એકદમ ધોવાનું પડતું મુકી પેલા પાણીમાં તરતો ચાલ્યો જાય છે, સાહેબ ! તેણે મને

એકલો જાણી લુંટી લીધો છે તેને પકડો ! તે ધોબી નથી પણ કોઇક હરામખોર ચોર લુટારો છે. તેને પકડી પાડો અને તેના કુડા કૃત્યની બદલ સખત સીક્ષા કરો ' આ સાંભળી રાજાએ તેને કહ્યું કે, " ભાઈ ! તું આ મારો ઘોડો અને પોશાક ઝાલી રાખ, હું તેને હમણાંજ પકડી બહાર લાવું ' નદી તરફ લલકારીને રાજાએ કહ્યું કે, 'ખબરદાર ? હવે તું મારા હાથમાંથી ક્યાં જવાનો છે ? તું બહુ દીવસે, બહુ મહેનતે મારા હાથમાં આવ્યો છે ! જો હમણાંજ એક ક્ષણ પછી હું તારી કેવી વલે કરૂં છું એમ કહી પહેરેલાં લુગડાં, ધોતીઆ તથા તરવાર વગેરે શરીર ઉપરના સર્વ કપડાં તેમજ ઘોડો પેલા લુંટારા વેશ ધારી ઠગને ઝાલવા આપી પોતે જાતેજ તેને પકડવા નદીમાં ઉતર્યો તે તકનો લાભ લઇને ઠગ એકદમ જોત જોતામાં રાજાનો પોશાક પહેરી લઇ રાજાના ઘોડા ઉપર બેશી દરવાજા પાસે આવ્યો અને દરવાન પાસે દરવાજો ઉઘડાવી ગામમાં દાખલ થયો. દાખલ થતાંની વાર તે વેષધારી ઠગે દરવાનને કહ્યું કે, મને જોઇને તે ચોર નદીના પાણીની અંદર ડુબકી મારતો મારતો અને સંતાતો સંતાતો આગળ જતો હતો, મને જતો જોઇ તે હમણાંજ મારી પાછળ ઉઘાડે માથે અને ઉઘાડે શરીરે આવશે તેને પકડી ખુબ મેથીપાક જમાડજો, અને કાલે સવારે તેને પકડી દરબારમાં લઈ આવજો જેથી તેનો હું નિકાલ કરીશ ' એટલું કહી ચતુર ઠગ આગળ ગયો, અને રાજાના ઘોડાને છુંટો મુકીદઇ પોતાને ઘેર આવી સુખની ઉંઘ કાઢવા લાગ્યો.

રાજાનું ચિત ચોરને પકડવામાં રોકાવાથી નદીના કીનારાની બહાર શું બન્યું તે તેના જોવામાં મુદલ આવ્યું નહીં. ચોરરૂપી ઘડો જેમ જેમ પાણીના વહેનની સાથે આગળ તણાતો તણાતો ચાલ્યો તેમ તેમ રાજા પાણીમાં ડુબકીઓ મારતો મારતો તેની પાછળ મા-

છલાની પેઠે તરવા લાગ્યો. તરતા તરતા અને ડુબકીઓ મારતાં મારતાં રાજા થાકી ગયો પણ તે ચોરરૂપી ઘડો હાથમાં ન આવવાથી રાજાને ક્રોધ આવ્યો, અને જેમ ઉડતું માછલું કુદકા મારે તેમ રાજા કુદકાપર કુદકા અને ઉછાળા ઉપર ઉછાળા મારતો લગભગ તે ચોરરૂપી ઘડાની આગળ જઇ પહોંચ્યો, અને ઝટ એવા એકજોરમાં તરવારનો ફટકો તે ચોરરૂપી ઘડા ઉપર માર્યો કે જેથી તે ઘડો એકદમ ભાગી ભુકા થઇ ગયો. આ ખેલ જોઇ રાજા અતીશય ખીન્ન થઇ ગયો અને મનમાં બડબડવા લાગ્યો કે, અરે રે! મનેજ ચોરે ખરેખર દગો દીધો! તે પરગામનો માણસ નહોતો પણ ખરેખરો તો ચોર તેજ હતો. તેને મેં જવા દઇ. તેના કહેવાથી નાહક નદીમાં પડયો. તેનો મને હમણાં ભોગ આપવો પડશે તેનો દોષ મનેજ ઘટેછે. આવા પ્રકારનો તે પસ્તાવો કરતો કરતો નદીમાંથી બહાર નીકળી ભીને લુગડે દરવાજા પાસે આવ્યો, તો દરવાજો બંધ દીઠો, દરવાજા ઉઘાડવાને દરવાનને રાજાએ બહુ આજીજી કીધી પણ મુર્ખ દરવાને તેની આજીજીની કંઈ પણ દરકાર ન રાખતાં તેને ટાઢમાં ખુબ ઠોકાવા દીધો, રાજાની આજીજી અને કકળાટથી દરવાનને બહુ કંટાળો આવવાથી દરવાજો ઉઘાડી તેને અંદર પકડી આણીને તેની અચ્છી રીતે પુજા કરી રાજાએ કહ્યું કે, હે મુર્ખો! હું ચોર નથી પણ તમારો રાજાછું! ચોરતો રાજા બની ગામમાં ગયો, રાજા ચોર બની તમારો માર ખાતો તમારી સમીપ ઉભો છે! પણ સીપાઇઓએ તેવું કંઈ પણ ન સાંભળતાં તેને એક થાંભલા સાથે બાંધી મુકયો.

પડે તે ભોગવે! તે પ્રમાણે રાજાએ પણ એક રાતનું ભોગવી લેવાને તઇયાર થયો રાજાના કાલાવાલાથી કંઈક અસર ચોકીદારોને થવાથી, ચોકીદારોએ રાજાને થાંભલાથી છુટો કરી હા-

થમાં દીવો લઈ જોવા લાગ્યા તો તે ચોર નથી, પણ ખુદ પોતાનો રાજા છે, એમ જોતાંજ તેવોએ કરેલાં અપરાધ બદલ રાજા પાસે માફી માગી આ બનાવ ગેરસમજુતીથી બન્યો છે એમ જાણી રાજા ચુપ થઇ ગયો એટલામાં એક રખેવાલ રજવાડામાં જઇ ત્યાંથી રાજાને માટે એક પોશાક તથા બેસવાને માટે એક ઘોડો લઈ આવ્યો, તે પોશાક પહેરી લઈ ઘોડાપર બેસી ખીન્નવદને નીસામાં તરફડીઆ મારતો રાજ મહેલમાં દાખલ થયો.

## વારતા ૪ થી.

### સોનીને ઘેર સોની પરોણો.

સુર્યોદય થતાંજ ચતુર ઇષ્ટ સ્મરણ કરી, ઘરની બહાર નિકળ્યો, ફરતો ફરતો સોની ચકલામાં આવ્યો. ત્યાં અનેક સોનીઓની દુકાનો હતી. તે મધેની દુકાનો બહુ સુક્ષ્મ નજરથી જોવા માંડી, જોતાં જોતાં તેની નજર એક મહોટી દુકાનપર ચોટી, તે દુકાનનો ચિતાર ચિતમાં ચિતારી લઇને, સોનારૂપાના ખોટા દાગીના બનાવી વેચનારના ચકલામાં આવ્યો, એક મોટી દુકાનની ઉપર ચઢી, દુકાનદાર પાસે સર્વ પ્રકારના દાગીના કબાટમાંથી બહાર કઢાવ્યા તેમાંથી વીણી વીણીને દાગીના કબાટમાંથી બહાર કઢાવ્યા, પ્રસન્ન કર્યા અને તેની જે કીંમત થઈ તેના નાંણાં. તેને ગણી આપી ત્યાંથી ચાલતો થયો. ત્યાં વાસણોની બજારમાં આવ્યો, અને એક ત્રાંબાનો મહોટો ડાબડો ખરીદ કરીને જ્યાં સોનાનું ગીલીટ કરનાર બેસતા હતા ત્યાં આવી સવ દાગીનાની ઉપર સોનાની ગીલીટ ચઢાવીને ઘેર આવ્યો. ઘેર આવીને પછી બીજા સોનાનાનુદાગીના માલણ પાસેથી માગી લીધા.

અને ત્રાંબાના ડાબડાની અંદર પહેલા થોડાક સાચા દાગીના મુકયા. તેની ઉપર બનાવટી દાગીના મુકયા, પાછા તેની ઉપર ખોટા દાગીના ગોઠવ્યા; અને પછી છેવટે સાચા દાગીના મુકી ત્રાંબાના ડાબડાને બંધ કરી તાળું માર્યું.

માલણને દરજીને ત્યાં મોકલીને એક મુસાફરીનો કોથળો બનાવી મંગાવ્યો, અને તે કોથળામાં એક ત્રાંબાનો ડાબડો, અને ખેડુત જેવાં લુગડાં મુકી કોથળાનું મોં બાંધી એક બાજુ મુકી દીધો.

પોતાની માસી માલણનો એક પાડોસી જે એક ગરાસીઓ હતો, તેની પાસે ઠગે જઇને કહ્યું કે કાકાજી આજે મારે સાંજના બહાર ગામડે જવું છે, માટે તમારો હોકો આપો તો હું તમારો મહોટો ઉપકાર માનીશ. એ ચતુર ઠગ ઉપર ગરાસીઆનો અછો પ્રેમ હોવાથી. તે પ્રેમને વધારે દઢ કરવા માટે, તે ગરાસીઆએ તરત પોતાનો હુકો ઠગને આપીને કહ્યું કે, ભાઇ ! ભલે હુકો તો લઇજા! મારી ના નથી; પણ બીજાઓના માલને જેવી રીતે હજમ કરી જાય છે તેવી રીતે મારા જેવા બંધાણીના માલને હજમ કરી જતો નહીં હોં કે અમે બંધાણી ભાઈ! જેના વીના અમને ઘડી એક ન ચાલે તેવી ચીજ અમે કોઇને ધીરીએ નહીં, તે તે ચીજ હું તને આપુ છું. પણ જોજે તેને તારા જીવથી વધારે સાચવજે. આ હુકા ઉપર હજારોની આંખ છે. તે આંખ આ હુકાનું હરણ કરી ન જાય એટલું કહી ગરાસીઆએ પોતાનો હુકો ઠગને આપ્યો, અને પોતાને પીવાને તે માટે ઘરમાંથી બીજો જુનો હુકો ભરી લાવવાનો ચાકરને હુકમ કર્યો.

ચતુર હોકાને લઇ ઘેર આવ્યો. અને સોનીને કેમ ઠગવો તેની યુક્તીઓ રચતાં રચતાં સાંજ પડી, એટલે ઠગસેનભાઇ પણ સોની જેવો વેષ ધારણ કરી, ખાંધે કોથળો મુકી હાથમાં હોકો લઇ, હો-

માની ફુંકો મારતો મારતો સોની ચોકમાં આવ્યો અને તેણે સવારે દુકાન ધ્યાનમાં રાખી હતી તેજ દુકાન ઉપર ચઢી ગયો, આ દુકાનના માલેક હાથમાં હોકો લઇ એક ગાદી ઉપર બેઠો હતો, તેને રામ રામ કરી અને તેના હાથ સાથે હાથ મેળવી, તેની પાસે બેઠો, પહેલાં દુકાનદારે પુછ્યું કે, 'ભાઇ કયાંથી આવો છો? અને જાતે કેવા છો!? અને શાં માટે અતરે બહાર નિકળ્યા છો? તે જરા કૃપા કરીને કહેશો, હું જાતે પરજીઓ સોનીછું. મારમારૂ ગામથી આવ્યો છું સાથે કેટલાક સોનાના દાગીના લાવ્યો છું તે વેચી તેને બદલે ઝવેરાતની ખરીદ કરવી છે. હમણા હું એક ઝવેરીની દુકાને ગયો હતો. અને ત્યાં ઘણું ઉતમ પ્રકારનું ઝવેરાત મેં જોયું તે મને પસંદ પડવાથી; મેં તેની કીમત ઠરાવી ખરીદ કર્યું છે, પણ તેના નાણાં મેં આપેલ નથી. મેં તેને કહ્યું કે મારી પાસે સોનાના દાગીના છે તે કાલ સુધીમાં વેચી તેનાં નાણાં દરૂં ત્યાં સુધી તમે મારો સોદો કાયમ રાખશોને? તેના ઉતરમાં તે ઝવેરીએ કહ્યું કે તમારા સાથે ઝવેરાત વેચવાનો જે સોદો કર્યો છે. તે આજ રાતના આઠ વાગતાં સુધીનો કર્યો છે આવતી કાલને માટે કર્યો નથી.' ત્યારે મેં તેને કહ્યું કે,આ ગામમાં મારી જાતનો કોઇ સોની છે તે તો તમે મને બતાવશો તો હું તેને ત્યાં મારા દાગીના સોંપી ઉપર રૂ. વીસ હજાર લાવી મારૂં ઝવેરાત લઇ જઇશ;' તેને તરત તમારી દુકાન બતાવવા માટે તેના માણસને મારી સાથે મોકલ્યો છેટેથી તે માણસ તમારી દુકાન બતાવીને ચાલ્યો ગયો. જે ઝવેરાતનો મેં સોદો કર્યો છે, તે ઝવેરાતમાં બે પઇશાની કમાણી થાય એવું લાગવાથી હું આપનો પાસે આવ્યોછું આ જની રાત સુધી મારા દાગીનાનો ડાબડો તમારી તીજોરીમાં અનામત રાખો, અને તેની ઉપર મને દસ હજાર રૂપીયા આપો એટલે હું તેને

રૂપીઆ ભરી ઝવેરાત લઇ આવું.'

પેલા સોનીએ કહયું કે 'ભાઇ તમારો ડાબડો ઉઘાડી જરા મને બતાવશો?' 'ઠગસેને કહયું કે ખુશીની સાથે બતાવીશ. એટલું કહેતાંની વાર ઠગસેને ત્રાંબાના ડાબડાનું તાળું ઉઘાડી તે દાગીના કાઢી તે સોનીના હાથમાં મુકયા, સોનીએ તરત પોતાના હાથમાં લીધા સોનીએ તરત પોતાના હાથમાં લઇ જરા કસોટીએ ઘસી જોયા. આ જોઇ ઠગસેને તેને કહયું કે' ભાઇ! તમારા મનની ખાત્રી કરવી હોય તો બેલાશક બધા દાગીના કાઢી તેની કસોટી કરી જુઓ, અને તેની સાથે તેનું વજન પણ કરી લો. મારી કોઇ વાતે ના નથી.' સોનીને વીસવાસ આવવાથી સોનીએ ડાબડો પાછો બંધ કરાવી, માણસની પાસે તીજોરીમાં મુકાવ્યો. અને ઠગસેનને દસ હજાર રૂપીઆ ગણી આપ્યા.

રૂપીઆ ગણી લઇને તે સોનીને કહયું કે, મહેરબાની કરીને તમારા એક ગુમાસ્તાને મારી સાથે મોકલશો, સોનીએ તરત તેની સાથે પોતાના એક ગુમાસ્તાને મોકલ્યો, તે ગુમાસ્તાના માથા ઉપર રૂપીઆની થોડીક થેલીઓ મુકાવી, અને બાકીની પોતે ખાંધ ઉપર ચઢાવી દુકાનની નીચે ઉતર્યો

જ્યાં ભાડુતી ગાડીઓ ઉભી રહેતી હતી ત્યાં આ બંને આવ્યા, ઠગ તરત ગાડીમાં ચઢી બેઠો અને સાથે આવનાર માણસને માથેથી રૂપીઆની થેલીઓ ઉચકી લઇ ગાડીમાં મુકી તેને કહયું કે, 'ભાઇ હવે તું તારી દુકાને જા, હમણાં હું તારી પાછળ આવુંછું? એટલું કહી ગાડીવાળાને હાંકી જવાનો હુકમ આપ્યો.

થોડીવારમાં ઠગસેન માલણને ઘેર આવ્યો અને રૂપીઆની થેલીઓ ઉંચકી લઈ ગાડીવાળાને ભાડુ ચુકવી આપી મુંછે હાથ

ફેરવતો પોતાના બીછાનાપર જઇ સુખની ઉંઘ કાઢવા લાગ્યો.

દસ વાગતા દુકાન બંધ કરવાનો વખત થઇ ચુક્યો છે,તોપણ પોતાનો પરોણો હજી કેમ ન આવ્યો તેની ચીંતામાં તે સોની પડયો ઝવેરી બજારમાં તેની શોધ કરવા માટે પોતાના માણસોને દોડાવ્યા, પણ ત્યાં પણ તેનો કશો પતો ન લાગવાથી સોનીનું રદય કંપવા માંડયું, કંપતા રદયની સાથે ત્રીજોરી ઉઘાડી તેમાંથી ડાબડો ઉઘાડી સર્વે દાગીનાનો ઢગલો કર્યો અને સર્વે તપાસી જોતાં એક હજાર રૂપીઆના દાગીના સાચા નીકળયા. જાણી સોની બે હાથે માથુ કુટવા લાગ્યો, અને રાજા પાસે ફરીયાદ કરવા ગયો.

રાજાએ સર્વે વાત તેની સાંભળી લઇને સોનીને કહ્યું કે, ' ભાઈ તુ સોની થઇને કેમ ઠગાયો ! તું ગામને ઠગે ! ને તું આજ ઠગાઇ ગયો એ જાણી મને અજાયબી લાગે છે. આટલાં બધા સોનાનાં દાગીનાં જાણી તું લલચાઈ ગયો, અને તેના લોભમાં તેં દસહજાર રૂપીઆ કાઢી આપ્યા તેમાં હુ શું કરૂં, જા તારૂં કર્યું ભોગવ એ ઠગતો પક્કો ઠગારો છે. અને જેનાથી હુ પહેલાં ઠગાયો છું તો પછી તુ ઠગાય તેમાં શી નવાઇ. રાજાના આવાં જવાબથી સોની ભાઈ માથે હાથ મુકી ઘેર આવ્યા અને ઠગના નામનું નહીં નાખી પોક મુકી લાંબી સોડ તાણી ખાટલા ભેગા થઈ ગયા.

---

## વાર્તા ૫ મી.

---

### રંગમાં ભંગ, આશક પડેલી માશુકના સૌંદર્યની લુંટ.

આજે અંખીકા નામક રંગભુમી ઉપર લક્ષમીરામ નામક સુધાર પ્રેમીલા અને નરખટ નામનો એક હીંદુ સંસારી ખેલ ભજવી

બતાવનાર છે તેની ખબર ચતુરને પડતા, ચતુર બની ઠનીને ખેલ જોવા ગયો.

જે ખુરશી ઉપર ચતુર બેઠો હતો, તેની બાજુની ખુરસી ઉપર એક યુવાન નાગર ગૃહસ્થની સુંદરી પણ બેઠી હતી તે બહુ મોહક હતી તેથી તેની ઉપર જોવા આવનારાઓની આંખમાં ખુચી રહી હતી અને ચતુર ઠગ પણ તે લલનાની ઉપર ફીદા થઇ ગયો હતો. અને મનમાં વીચાર કરવા લાગ્યો કે, ' અરે જીવડા ! તું શા માટે ગભરાય છે ? તું શા માટે તલપાપડ થઇ રહ્યોછે ! તું શા માટે ઉંડો નીસવાસ નાખે છે જરા શાંત થા હમણા તારી વાસના પુર્ણ કરૂંછું હવે આંખમાં આવી છે તે હાથમાં પણ આવસે.

આ સમે ચતુરે પોતાના ખીસ્સામાંથી એક અતરની શીશી કાઢી પોતાની બાજુમાં બેઠેલી યુવીકાને આંખની સંજ્ઞા કરીને સુચવ્યું જરા તમારો કોમળ હાથ મારા તરફ લંબાવીને મારી પવિત્ર વસ્તુનો અંગીકાર કરશો ? તે ચતુર લલના તરત સમજી જઇને ચતુરના હાથમાંથી અતરની શીશી લઇને ' આંખ મારીને કહ્યુ કે. સજ્જન ! હું તમારો ઉપકાર માનુંછું તમારી ઉતમ વસ્તુનો હું સદ ઉપયોગ કરીશ ? પણ તેના બદલામાં હું તમને કંઇ આપી શકું તેવી વસ્તુ મારી પાસે નથી,

ચતુરે કહ્યું કે, જો તમો મારી વસ્તુના બદલામાં તમે કંઇ પણ વસ્તુ આપવાની અંતઃકરણ પુર્વક ઇચ્છા રાખતા હોય તો તે વસ્તુ તમારી પાસેજ છે તે તમે સારી પેઠે સમજો છો ? અને તે આપવાની તમારી આંખ સાક્ષી આપી રહી છે. કદાચ અમારૂં કહેવું તમોને અપમાન ભરેલું લાગતું હોય તો મને ક્ષમા કરજો.

તે યુવકાએ કહ્યું કે, નહી નહી, પ્રિય મીત્ર તમારા બોલવાનો

ભાવાર્થ હું સમજી ગયછું પણ તે ભાવાર્થ પ્રદર્શિત કરવાનો સમય નથી. તમે પણ કોઇ રસીક અને રંગી છો એમ તમારા મનોહર ચહેરાવાલી મુર્તિએ મારા અંતઃકરણને સાક્ષી આપી રહી છે.

આવી રીતે બંનેની વચે પ્રેમ રસની વાતો થઇ રહી છે. એટલામાં નાટકનો પડદો ઉપડયો, સુત્રધાર આવી નાટકનો સાર સમજાવી પોતાના પાત્રોને તે નાટક ભજવી બતાવવાનો હુકમ આપી ચાલી ગયો. એટલામાં બીજો પડદો ઉપડયો તેની સાથે નરસીંહ નામનો પાત્ર આવ્યો, અને તે શ્રોતા સમક્ષ કહેવા લાગ્યો. હીંદુ સંસાર બહુ બગડી ગયો છે. હીંદુ સંસારમાં આગ ઉડી ગઈ છે. તે ક્યારે ઓલવાશે ! હાથે મીઢલ બાંધવો એટલે શું? છેડા છેડી બંધવા એટલે શું? માહેરામાં બેસીને આંગળાં મરડાવાં એટલે શું ? બોલ હંબક ! બોલધતીંગ! ચોરી બાંધવા એટલે શું ? ફેરા ફેરવવા એટલ શું ? બોલ રોંગ ? કંસાર ખવરાવવો એટલે શું? બેમાંધે ા! ઘોડે બેસવું એટલે શું ? બોલ હંબક એટલામાં બીજો પાત્ર આવીને તેને કહેવા લાગ્યો કે વાહ ભાઈ વાહ? મીયાભાઈના ગામમાં રહેનાર મીયાભાઇ જેવાજ હોય બાપના ગળામાં શીપાઇનો પટો નાખવો એટલે શું ? બાપને હલકા નોકરથી પણ હલકો ગણવો એટલે શું? બાપનું નામ છુપું રાખવું એટલે શું મીયાં બીબીને પેઠે નીકા પડવા એટલેશુ? એ પણ મોટું હંબક ! વાહરે ભાઇ! તું આવું ઉત્પાદક શાસ્ત્ર કયાંથી શીખી આવ્યો છે! બાયડી બાલ હજામની આગળ કપાવવા એટલે શું ? બાયડીના પગમાં જોડા પહેરવા એટલે શું! બાયડીનો હાથ બીજાના હાથમાં આપી બીજા સાથે ઠઠા મશકરી કરાવી એટલે શુ ! એ પણ બધું તમારા બાપદાદાના પુરાણ શાસ્ત્રોમાં લખેલું હશે નહીં વારૂ? કે એ બધુએ હંબક ! સાતવાર હંબક? હંબક ! તમે પણ

હંબક ! તમને શીખવનાર પણ હંબક ! આ બધું ભાંગુ તુટતું ક્યાંથી શીખી આવ્યો છે ! તું ભણ્યો નથી જે મા બાપની ગણનાં કરવામાં અશક્ત નીવડયો છે તે હીંદુ સંસારની મહત્વતા કેમ જાણી શકે ?

આ નાટકમાં હીંદુ સંસારની ઉપર ચુંથણાં થતાં જોઇ શ્રોતાજનોનો પીતો ઉશ્કેરાઈ જવાથી, નાટકને નહી ભજવવાને, તે નાટકના સુત્રધારને એક જોસમાં સુચના કરવામાં આવી, પણ શ્રોતાજનોની સુચના ઉપર ધ્યાન ન આપતાં પોતાનો નાટક શરૂ રાખવાથી શ્રોતાજનો બહુ ઉશ્કેરાઇ જઇ ધાંધલ કરવા લાગ્યા.

આ સમે આ તકનો લાભ લઇને, ચતુર પેલી યુવકાનો હાથ ઝાલી નાટકશાળાના બહાર નિકળી એક ભાડુતી ગાડીમાં બેસી ચાલતો થયો.

એક ઉજડ જગાએ આવીને આ બંને જણા ગાડીમાંથી ઉતરી પડીને ગાડીવાળાને કાઢી મુક્યો અને પેલી યુવકાનો રંગરસ લુટવાને માટે એક ઝાડની નીચે લઇ જઇને પોતાના જીવની દુષ્ટ વાસના પુર્ણ કરી, પોતા ઉપર આશક પડેલી માશુકના સઉંદર્યનો લુંટ ચલાવીને, તેનું મન હરણ કરી લીધું. તેનું મન હરણ થએલું જોઇને ચતુરે તેના અલંકારો ઉતારી લઇને તેને એક એવી અઉષધી સુંઘાડી કે જેથી તે બાળા બેશુદ્ધ બની ગઇ.

આ બેશુદ્ધ હાલતમાં તે ચતુરે તે બાળાને એક ચોકીદારના હાથમાં સોંપીને કહ્યુ કે, ' આ અંબીકા નાટકશાળામાં શ્રોતાજનોએ બહુ ધાંધલ કરી મુકવાથી અને તેઓની ધક્કામુક્કીથી આ બાળા ઘાયલ થઇ ગઇછે, અને તેથી તેના શરીરનું મુદલભાન રહેલું નથી. હું તેને મારી સાથે આસ્તે ચલાવીને લાવ્યો છું. માટે તમે તેના પીતા કોણછે, તે તપાસી તેને સોંપી દેશો એવા હેતુથી તમને સોંપુછું.

થોડીવારે તે બાળાને પોતાને સ્વાધિન લઇને ચતુરને જવાદીધો, ચતુર સીધો પોતાને ઘેર આવી આનંદથી ઉંઘ કાઢવા લાગ્યો.

તપાસ કરતાં આ બાળા ન્યાયાધીશની પુત્રી થતી હતી, આ સંબંધી સર્વે હકીકત ન્યાયાધીશની જાણમાં આવતાં તે મનમાં સમજી ગયો કે. મારી ભોળી બાળાને ભમાવી તેના સુંદરતાને અને તેના આભુષણોને લુટી રસ્તામાં રખડતી મુકી જનાર ઠગજ છે, આ વાત પ્રસીધ ન કરતાં, એકાંતમાં રાજા પાસે તે ન્યાયાધીશ ગયો, અને રાતે બનેલી સર્વ હકીકત રાજાને કહી સંભળાવી.

આ હકીકત સાંભળી રાજા બહુ દીલગીર થયો. અને ન્યાયાધીશને દીલાસો આપી ઘેર જવાની રજા આપી.

---

## વારતા ૬ ઠી.

---

### મનની મનમાં રહી.

લોભ કોને નથી ? ધનના લોભ માટે લોકો પોતાના અનેક રંગ બદલાવે છે. ધનના લોભ માટે અનેક લોકો ધરમને નામે ઢોંગ કરી ભોળા લોકોને ભોળવે છે. ધનના લોભ માટે પાદરીઓના બાઇબિલોનામાંથી તરજુમા કરી ભોળા લોકોને ઠગે છે. જેને ધરમનું કે શાસ્ત્રનું કે સંસ્કૃતનું જ્ઞાન નથી, તે લોકો આજે મહા ઉપદેશકો બની ભોળાં સ્ત્રી પુરૂષોને ઠગે છે તે શા માટે ? ધનના લોભ માટે ? જે માણસ એક નીચમાં નીચ વેસ્યાની કમાઇ ખાવાનો ધંધો કરતો હતો તે આજે એક મહાન સંતરૂપ ધારણ કરી, પોતાના પાપી પેટનો ખાડો ભરી રહયો છે એ શું ઓછું પાપ છે ? લોભ ! લોભ ! એ માણસ માત્રનો દુશ્મન છે ! તેમ આ ખંજર રતીમંજરી

નામની વેસ્યાને થતાંજ તેને પણ ધન સંપાદન કરવાનો લોભ થયો લોભે ઉપાડી તેને એકદમ દરબારમાં ઝોંકી, લોભને વશ થયેલી વેસ્યા સારાસારનો વીચાર ન કરતાં એકદમ બોલી ઉઠી કે, 'હે રાજન! અત્યંત શરમની વાત છે કે આપના રાજ્યમાં આવા ચતુર અને બહાર પુરૂષો ઠગાય છે. મહારાજ ! જો આપ હુકમ કરશો તો હું સ્ત્રી જાતી છતાં તેને પકડી આપીશ ! એમ કહી બીડું ઝડપ્યું તે જોઇ રાજાએ તેને શાબાશી આપી દરબાર બરખાસ્ત કીધી.

વેસ્યાએ ચતુર ઠગને પકડવાના સોગંદ ખાધા છે એ ખબર માલણને થતાં માલણ તરત ઘેર દોડી આવી ઠગસેનને કહેવા લાગી કે. ' એ ઠગ ! રતીમંજરી નામની વેસ્યાએ તને પકડવાનું બીડુ ઝડપ્યું છે તે કોણ છે તેને તું ઓળખે છે ? તે મહા ઠગારી છે ! તે ઠગારીનો ઠગાર યાર જે જોષી આપણી બાજુના મંદીરમાં બેઠો બેઠો સ્ત્રીઓ પુરૂષોને પગે લગાડી માલ કઢાવી રહયો છે. માટે તેને આજે બરાબર ભભુત ચોળાવજે ' ઠગે વેસ્યાના કુટુંબના માણસોની પુછપરછ માલણ પાસેથી કરી લઇને કહ્યું કે, ' માસી ! મોરનાં ઇંડાને કદી ચીતરવા પડતાં હશે ? ' ઠગસેન ભાઇ મહા ભગત બન્યા ? ગળામાં માલાંઓ લટકાવી દીધી છે, બંને હાથમાં બે બે બેરખાઓ રહી ગયા છે, અને નારાયણ! નારાયણ! ભજ ગોવીદા ! કરતો કરતો તે નાયકાને ઘેર આવીને આવરો બાવરો બનીને છટો પાટ થઈ બુમ મારી રડવા લાગ્યો, રડતા રડતા કહ્યું કે, ' અમારાગુરૂજી તે તમારા યારજીને મહા વ્યાધી રૂપ સનેપાત થયો છે તે જોઇ તેના બગ રૂપી ભકતો તેનો ખજાનો લુટી લેવાને ગુરૂજીને વીટાલીને બેઠા છે. તેની ખબર તમને દેવા માટે તમારા સ્નેહી લોલભક્તે મને મોકલ્યો છે.' પોતાના યારના આવા માઠા સમાચાર સાંભળ-

ત્યાંજ ઠગારી નાયકા ઘણીજ ગભરાઇ ગઇ અને એકદમ ઘરમાંથી બે ત્રણ કુટણીઓને સાથે લઇ રડતી ને કકળતી યારને ઘેર જવા માટે નીકલી. તે વખતે વેષધારી ભક્તરાજ ઠગ તેની સાથે અડધા રસ્તા સુધી ગયા પછી કહ્યુ કે, ' ભક્તાણીજી ! તમે ઘેર જાઓ છો એટલામાં હું વઇદને લઇને આવુંછું. ' એટલું કહી ચતુર પાછો ફરી તરતજ તે ઠગારી રાંડને ઘેર આવ્યો અને તેની દાસીને કહ્યું કે, તારી ભકતાણી શેઠાણીએ કહેવસવ્યું છે કે, કદાચ આ ભયંકર વખતે મારે રાજા પાસે જવાની જરૂર પડશે, માટે મારા તમામ દાગીના તથા ઉંચામાં ઉંચો પોશાક, પાળેલી છોકરી જે રૂપવંતી છે તેને આપીને મારી સાથે મોકલો. આ વાત દાસીને ખરી લાગવાથી તેણે તરત રતીમંજરીના મંગાવ્યા પ્રમાણે તમામ વસ્તુઓ આપી રૂપવંતીને વેષધારી ચતુરની સાથે મોકલી. રસ્તે ઠગે તે છોકરીને ચોરનો ભય બતાવી તેની પાસેના તમામ દાગીના અને પોશાક લઇ લીધા. પછી આડી અવળી ગલીમાં થઇને જતાં તેને ભુલથાપ ખવરાવી ઠગ ત્યાંથી નીકળી માલણને ઘેર જઈ સુતો.

ઠગ ભગત બગરૂપ ધારણ કરી સ્ત્રી પુરૂષોને ઉપદેશ કરી રહયો હતો એટલામાં રતીમંજરી આવી તેને જોતાંજ ભોંઠી પડી ગઇ. અને તેને ન મળતાં પરબારી પોતાને ઘેર ગઇ ઘેર આવી જુએ છે તો પોતાના તમામ દાગીના, પાળેલી છોકરી અને ઉંચા પોષાકો એ તમામ ચોર લઇ ગયો છે. હું ગામને લુટતી હતી તે મને લુટી ગયો શેરને માથે સવાશેર છે, ચોરને ઠગનાર ચોરની ખોટ નથી. હું અત્યાર સુધી એમજ સમજતી હતી કે મારા સરખી ચતુર ઉજેણીમાં સર્વેને ઠગીને લુટનાર કોઇ નથી એવું જે અભીમાન હું રાખી રહી હતી તે મારૂં અભીમાન તે ઠગારે ઉતારી મારી ખાત્રી કરી આપી

છે. મારો માલ કોઈ ન ખાય, તેનો માલ ખાનાર કેવો જબરદસ્ત હશે? હાય! મનની મનમાં રહી! માલ ગયો લાજ ગઇ અને ઉપ-રથી ફજેતી થઇ, આમ લવારો લવી રહી છે એટલામાં તે પાળેલી છોકરી રખડતી રઝળતી આવી અને વીતેલી બધી વાત કહી. આ કરમકથા ચાલી રહી છે એટલામાં નરકને ઠેકાણે સ્વર્ગ અને સ્વર્ગને ઠેકાણે નરક બનાવનાર બગરાજ આવી ચઢયા. તે પણ આ વાત સાંભળી હસીને કહેવા લાગ્યા કે. 'હસે ! એમાં શું થયું ? આપણે રોજ લોકોને ચુનો ચોપડાવીએ છીએ ? તો એક દીવસે ચોપડવો પણ પડે.' પછી બીજે દીવસે રાજાને જઇને આ બનેલી વાત જણાવી, જેથી રાજા ઘણોજ વીસ્મય પામ્યો.

---

## વારતા ૭મી.

---

### વેષધારી વાણીઓ.

પોતાને પકડવાને કોઇ હામ ભીડતું નથી એમ જાણીને ઠગે શીમંત વાણીઆનો વેષ ધારણ કરી એક હજાર સોનાની અને એક હજાર પીતળની મોહોરો લઈ બે સરખી ઠેલીઓમાં જુદી જુદી ભરીને તે એક ભાડુતી ચાકરને માથે મુકી, પોતાની સાથે લઇ ફરતો ફરતો એક ઝવેરીની દુકાનપર ગયો. આ વેષધારી શીમંત વણીકને જોતાંજ ઝવેરીએ માન સહીત બેસાડીને પુછ્યું કે, 'શું જોઇએ છે ? ત્યારે તેણે કહ્યું કે, 'મને ઉંચા પ્રકારનાં મોતી અને દાગી-નાની જરૂર છે.' આ સાંભળી તે ઝવેરીએ કીંમતી મોતી અને દાગીના લાવી તેની આગળ મુક્યા. તેમાંથી જે પસંદ પડયા તે

એક હજારજ મોહોરોની કીંમતના તેણે ખરીદ કરી તેની કીંમત ઝવેરીને ગણી આપી જતી વખતે તેણે કહ્યુ કે, ' આ દાગીના હું રાજાની કુંવરી માટે લઇ જઉં છું. જો તે તેને પસંદ પડશે તો રાખીશ, નહીં તો પાછા આપીશ : આવું તેનું બોલવું સાંભળી ઝવેરીએ તેને કહયું કે, ' આ મોહોરો તમેજ તમારા હાથે કોથળીમાં ભરો અને આ પેટીમાં મુકી જાઓ. આ દીવસ હું એ કોથળીને હાથ લગાડીશ નહીં. જો આ માલ પસંદ ન પડેતો સાંજ સુધીમાં પાછો લાવજો અને તમે સાંજ સુધીમાં પાછો નહીં લાવશો તો આવતી કાલ તે પાછો લઇશ નહી. આ સાંભળી ઠગે તે મોહોરો કોથળીમાં ભરી અને તે સાહુકારની નજર ચુકાવી ચાલાકીથી પીતળની મોહોરોની ઠેલી આગળ કરી તથા તેનાપર પોતાનો મોહોર શીકકો મારી પોતાના હાથથીજ તે ઝવેરીની પેટીમાં મુકી, માલ અને બદલી લીધેલી સોનાની મોહોરોની કોથળી લઇ ઠગ રસ્તે પડી ગયો.

બીજે દીવશે ઝવેરીએ પોતાના માલ રાજકુંવરીને પસંદ પડયો છે એમ સમજીને પેટીમાંથી કોથળીને બહાર કાઢી. પરંતુ તે ઉચકતાંજ વજનમાં હલકી લાગવાથી તેના મનમાં સંશય ઉત્પન્ન થયો જેથી તેણે તે કોથળી છોડી જોઇ તો, અંદરથી સોનાની મોહોરોને બદલે પીતળની મોહોરો નીકળી ! આ જોતાંજ તે ઝવેરી ગુસ્સામાં ને ગુસ્સામાં તે કોથળી લઇ રાજા પાશે ગયો અને તેને બધી હકીકત કહી સંભળાવી, આ બીના સાંભળતાંજ રાજા શુન્યકાર જેવો બની ગયો. આજ પ્રમાણે આપની મુંબાઇ નગરીમાં આગળ સોનેરી ટોળીવાળા ભોળા લોકોને ઠગતા હતા! પણ મુંબઇની બહાદુર પોલીશે આજે તે સોનેરી ટોળીની વરતી રહેવા દીધી નથી.

---

# વારતા ૮ મી,

## વેષધારી મહારાજની સ્વારી.

એક દીવસે ઠગે વીચાર કીધો કે આજ તો કોઇપણ ઠેકાણે અચ્છી રીતે હાથ મારવો. એમ ધારી ઠગે વલભીપંથના મહારાજ નો વેષ ધારણ કરી મોટા આડંબરથી એક ધનાઢ્ય સાહુકારની દુકાન આગળ જઇ પાલખી ઉભી રાખી. આ નવ યુવાન મહારાજ જોતાંજ તે સાહુકાર તેના તેજમાં અંજાઇ જઈ ગાદીએથી ઉભો થઇ નીચે ઉતરી આવી હાથ જોડી કહ્યું કે, મહારાજ ? શી આજ્ઞાછે.' વેષધારી મહારાજે તેના હાથમાં પાનનું બીડું આપી કહ્યુ કે,'શેઠજી ? તમારા નામની એક પાંચ હજાર રૂપીઆની હુંડી આવી છે તેના નાણા ભરપાઈ કરી આપો.' શેઠ કાંઈ પણ પુછ્યા ગાછ્યા વગર નાણા ગણી આપી હુંડીનું ખોખું માગ્યું ઠગે પોતાની પાલખીની બે પગની નીચે રાખી મુકેલા કેટલાક કાગળો બહાર કાઢી જોઇને કહ્યું કે, 'હુંડી તો મંદીરમાં રહી ગઇ છે માટે આપના મુનીમને મારી સાથે મોકલો તો તેને આપી દઉં.' સાહુકાર તો તેના આડંબરથી પ્રથમથીજ અંજાઇ ગયો હતો પછી વધુ પુછેજ શાનો ? તેથી રૂપીઆ પાછા ન માંગતા તેની સાથે પોતાનો એક ચાકર મોકલ્યો. તે માણસને અને રૂપીઆ પોતાની સાથે લઇ ચતુર ઠગ મનમાં હસ્તો હસ્તો અને હુંડી લેવાને સાથે આવેલા માણસને ઘોરાજીનો ચોકાર ઓઢાડવાનો રસ્તો શોધતો ચાલવા લાગ્યો, એટલામાં એક આડી ગલી આવી તેમાં પેઠો. આગળ ચાલતાં એક મારવાડીની દુકાન તેની નજરે પડી. તે જોતાંજ તેણે તે માણસ પાસેથી રૂપીઆની થેલી માગી લઇ કહ્યુ કે, 'મહેતાજી! અંદર જઇ હુંડી લાવું ત્યાં સુધી

તમે અહીંજ બેશજો. ! તેણે એટલુંજ કહી ઠગ પાલખીમાંથી નીચે ઉતરી દુકાનમાં ગયો. મારવાડીને કહ્યું કે 'શેઠજી ! મહેરબાની કરી ને મને એક બે કલાક માટે બે હજાર રૂપીઆ આપો. કારણ કે તે મારે એક વેપારીને આપવાની જરૂર પડી છે. તેના બદલ આ મારી પાલખી અને તેના ચાર ભાઈઓને તમારી દુકાન ઉપર રાખી જઉંછુ. દરબારમાં ગયા પછી મારા નવનીધ નામના નોકર સાથે બ્યાજ સમેત તમારા રૂપીઆ મોકલી આપીશ.' બ્યાજખાઉં મારવાડી તેનો ઠાઠ માઠ અને દોર તમામ જોઇ મીણ જેવો બની જઇને કહ્યું કે, 'રૂપીઆ આપવામાં કાંઈ વાંધો નથી. પણ અમારા રીવાજ મુજબ રૂપીઆ સો વધુ લેશું. કબુલ કરો તો આપું.' ઠગે કહયું કે, 'એમાં શી મોટી વાત છે ! જેમ તમે રાજી થશો તેમ હું તમને રાજી કરીશ. લોભીઆ બાપુ થોભીઆએ તરત તીજોરી ઉઘાડી બે હજાર રૂપીઆ ગણી આપ્યા, રૂપીઆ લઈ ઠગે કહયું કે, 'શેઠજી ! મારા સરખું કામ કાજ હોય તો અગાજી બગાજી લંબકરણીઆની દુકાને આવજો એટલું કહી ચતુર ઠગ પાછલે રસ્તેથી પોબારા ગણી ગયો,

હુંડી લેવા ગયેલો માણસ હજી કેમ ન આવ્યો ? તેથી તે શાહુકાર તેના વીચારમાં પડયો. ને કાંઈ સુઝયું નહી તેથી તે શાહુકાર તેની શોધ કરવા માટે નીકળ્યો. શોધતો શોધતો તે સાહુકાર મારવાડીની દુકાન આગળ આવ્યો, એટલામાં તેની નજર મારવાડીની દુકાનની સામે ખાલી પડેલી એક દુકાનના ઓટલા ઉપર બેઠેલા પોતાના મેતાને જોયો. તેથી શાહુકારે તેને પુછયું કે, 'અહીં કેમ બેઠો છે ? હુંડી કયાં છે ? મેતાએ કહયું કે, મને અહીંઆ બેસાડી મારવાડીની દુકાનમાં તે શેઠ હુંડી લેવા ગયા છે.' તે શાહુકારે મારવાડીને પુછયું કે, 'આ માણસ સાથે આવેલો શેઠ કયાં છે ?

અહીંઆ સાહુકાર અને મારવાડી વચ્ચે તે મહેતાજી સંબંધી બહુ રીકઝીક ચાલી. રીકઝીક ચાલતા બંને જણ ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યા. આ તમાસો જોવાને એકઠા થયેલા લોકોએ તેઓને આમ કરવાનું કારણ પુછ્યું. બંનેએ પોતપોતાની હકીકત કહી સંભળાવી. આ સાંભળીને તે લોકોએ તેઓને કહયું કે. ' નાહક શા માટે લડી મરો છે? એતો ઠગે તમને ફસાવ્યા છે? એકઠા થયેલા લોકોનું સાંભળી આ બંને જણ રાજા પાસે જઇ પોતાની હકીકત જણાવી. આ જાણી રાજા બહુ દીલગીર થયો. બંને શાહુકારોને દીલાસો આપી ઘેર જવાની રજા આપી.

---

## વારતા ૯ મી.

### આ વાઘને કોણે માર્યો.

એક દીવસે રાજા વીક્રમ પોતાની કચેરી ભરીને બેઠો હતો એટલામાં એક ખેડુતે આવીને ફરીવાદ કરીકે, બાપજી ' અમારા ગામની પાદરે રોજ એક વાઘ આવે છે. અને રોજ માણસને લઇ જાય છે, છતાં આ વાઘને કોઇપણ શીકારી કે તમારો નોકર મારી શકતો નથી. માટે અન્નદાતા તેનો નાશ કરાવવા માટે તમારી પાસે ફરીયાદ કરવા આવ્યો છું. માટે તમે તેનો નાસ કરવાને બનતી યોજના નહીં કરશો તો તે માણસ ખાઉ વાઘ થોડા દીવસમાં ગામને ઉજડ કરી નાખશે. ' માટે ગરીબ પરવર ! દયા કરો! દયા કરો અને તે માણસ ખાઉ વાઘને મારી નાખવાનો હુકમ કરો.

રાજાએ આ ખેડુતની સઘળી હકીકત સાંભળી લઇને તરત કચેરીમાં બીડું ફેરવ્યું કે રાજનો કોઇ પણ શીકારી કીંવા નોકર આ વાઘને મારશે તેને રૂપીઆ પાંચ હજારનું ઇનામ આપવામાં આવશે.

રાજાની આ વાત સાંભળતાં હમીર નામનો એક રજપુત મુછે હાથ નાખીને તરત ઉભો થયો, અને કચેરીમાંથી બીડું ઉંચકી લીધું. તે જોઈ રાજાએ તે હમીરને તે ખેડુતની સાથે જવાને કહયું.

તે હમીર તે ખેડુનીત સાથે પોતાનાં હથીયાર બાંધી તે ગામમાં આવ્યો, અને તે ખેડુતે તે વાઘમારને કહયું કે, ' બાપજી ! આજે સાંજના છ વાગે તે વાઘ આ દરવાજે આવી ગામમાં પેસશે, અને તેના સપાટામાં જે માણુસ આવશે તેને તે ઉપાડી લઇ જશે. માટે તમે અહીંઆ બેશો, તે હમીર વાઘની રાહ જોતો ત્યાંજ બેઠો.

આ ખબર ચતુરસીંહને કાને પડતાંજ ચતુર પણ પોતાના હથીયાર બાંધી તેની પાછળ આવ્યો હતો. પણ તેની નજરે ન પડતાં. તે એક ઝાડની ઓથે સંતાઇ બેઠો મનમાં બડબડવા લાગ્યો કે જોઉં કે કયો સુરાનો બેટો વાઘને મારે છે ?

દીવે વાટ ચઢતાં તે માણુસ ખાઉં વાઘ ઝપાટાબંધ ગામમાં દાખલ થવા માટે ધુત્રાપુંવા કરતો આવતો આવતો ગામમાં દાખલ થયો. પણ હમીરજી ભાઇની બહાદુરી તો ત્યાંજ છુટી ગઇ તેની સાથે તેની છાતીતો ત્યાંજ ફાટી ગઇ ! વાઘને મારવા જતાં હમીરભાઇ તો ગામનાં ઝાંપામાં થોથું ખાઇ આડા પડી ધુળ ચાટવા લાગ્યા.

જેવો તે વાઘ માણુસને ખાંધઉપર ચઢાવો તે ઝાડની આગળથી નીકળ્યો કે તરત ચતુર ઉભો થયો, અને પોતાની પીસ્તોલ છોડી એક ગોળીના બારની સાથે વાઘ મારી નાખ્યો, માણુસ જો કે અધમુવો થઇ ગયો હતો, છતાં તેની પરવા ન કરતાં વાઘના બંને કાન કાપી લઇને ચતુરે પોતાના ઘરનો રસ્તો લીધો.

એટલામાં કેટલાક ખેડુતો પોતાના ઢોરને લઇને પોતાના ઘર તરફ આવતાં તે વાઘને મુવેલો જોઇ બહુ ખુશી થયા. અને તે વાઘની આગળ જે માણુસ અધમુવો પડેલો હતો તેને ખેડુતો ઉપાડી ગામમાં લઈ આવ્યા થોડીવાર પછી હમીરભાઈ આળસ મરડી ઉભા થયા, અને આમ તેમ આડું અવળું જોવા લાગ્યો, તેને નજરે કંઈ ન પડવાથી તે જરા ગામના દરવાજા બહાર નિકળી અહીંથી તહીં ફરવા લાગ્યો. ફરતાં ફરતાં તેની નજર, એક ઝાડની નીચે મુવેલા વાઘની ઉપર પડી, અને તે જોવાને તેની આગળ ગયો ભેગાં થયેલા માણસોને જોઇને હશી પડયો. તે બોલ્યો કે, કેમ ભાઇઓ! વાઘને મારવાથી તમે રાજી તો થયા છો ને? તે ખેડુતોએ તેના જવાબમાં કહયું કે, હા બાપજી! તમારૂ પરમેશ્વર ભલું કરશે, એટલું કહી તે ખેડુતો ગામમાં ગયા, આ જોઇ પેલો હમીર વાઘને ગાડામાં નંખાવી નગરમાં આવ્યો, અને તે સંબંધી રાજાને ખબર પહોંચાડી.

બીજે દીવસે રાજાએ કચેરી ભરીને તે હમીરને બોલાવીને શાબાશી આપી કે, તેં રજપુતના નામને દીપાવ્યું છે! માટે તે તારા કામના બદલામાં તને રૂપીઆ દશ હજારનું ઇનામ આપુંછું, એટલામાં હુસેનખાં નામના જમાદારે કહયું કે,–'ધિરાજ! એ વાઘ એને માર્યો નથી! એને જો માર્યો હોય તો વાઘના બંને કાન કોણે કાપી લીધા. માટે વાઘને જોયાથી તમારી ખાત્રી થશે, રાજાએ તરત તે વાઘના બંને કાન કાપેલા જોઇ મનમાં અચરત પામી જઇને હમીરને કહયું કે તેં વાઘને માર્યો નથી, બીજા કોઇએ માર્યો છે. માટે તુ ઈનામને લાયક નથી, પણ સજાને પાત્ર છે, માટે તને તારા અપરાધ બદલ ત્રણ માસની સજા કરૂં છું, સીપાઇ એને લઇ જઇ તુરંગના જેલરને સ્વાધીન કર.

રાજાએ કહ્યું કે. વાઘને મારનાર બીજો કોઇ નહીં પેલો ઠગા-રાજ હોવો જોઇએ માટે એની ખાત્રી કરવા માટે, તે વાઘને અને વાઘની પુંછડી સાથે દશહજાર રૂપીઆની થેલીઓ બાંધી ને વાઘને આપણા કીલ્લાની રાંગ ઉપર ચઢાવી દો. અને તેની આસપાસ ચોકી પહેરો રાખો, રાજાનો હુકમ થતાંજ, વાઘ અને રૂપીઆની થેલીઓને કીલ્લાના રાંગ ઉપર ચઢાવી તેની ઉપર ચોકી પહેરો બેસાડી દીધો. અને દાંડી પીટાવી જેણે વાઘને મારીને વાઘના કાન કાપી લીધા હોય તેણે. તેનું ઇનામ વાઘની પુછડીએથી છોડી જવું.

---

## વારતા ૧૦ મી.

### વાઘને ફેંકી દીધો—રૂપીઆ લઇ ગયો.

આ ખબર ચતુરને પડતાજ, ચતુરે દેવી સ્વરૂપ ધારણ કરીને ખાઉં ખાઉં કરતી તે કીલ્લાની રાંગ ઉપર ગઇ.

ખાઉં ખાઉં કરતી આવતી દેવીનું ભયંકર સ્વરૂપ જોઇ, તે પહેરેગીરો કંપવા લાગ્યા, અને એક બીજાને કહેવા લાગ્યા કે, આ વાઘ ખરેખર દેવીનોજ છે, તેથી તે વાઘનો નાશ કરનારની શોધ માટે આ અંધારી રાતે આવી છે. દેવી જરૂર આપણો નાશ કરશે, માટે જીવ બચાવવો હોય તો, નાસો મારા બાપ! જુઓ આવી! તેના બંને હાથમાં બંને તરવારો કેવી ચમકી રહીઓ છે! જુઓ તેના માથા ઉપર કેવી ધગધગતી સગડી બળી રહી છે, માટે નાશો મારા બાપ! નહીં નાસો બાયડી છોકરાં ભુખે મરી રખડી મરશે! માટે અહીંઆં તીસ્મારખાં બનવાનું નથી! આ પ્રમાણે આ પહે-રેગીરો પોત પોતામાં વાતો કરી રહયાં છે, એટલામાં તે બહુરૂપીદેવી

ખાઉં ખાઉં કરતી બોલી કે, હવે તમને જીવતા નહી જવા દઉં ? મારો વાઘ મારનાર કોણ છે ? કોનામાં સત્તા છે ? :આવી જાઓ મારી સામે ? પછી હું તમને મારો હાથ બતાવુંછું ?' એટલું સાંભળતાંને વાર તે પહેરેગીરો પોતાનો જીવ લઇને નાઠા.

આ જોઇને તે બહુરૂપી દેવી મનમાં ખડખડ હસવા લાગી, અને ધીમે ધીમે સુવેલા વાઘની પાસે આવી તેની પુંછડી સાથે બાંધેલી રૂપીઆની થેલીઓ છોડી લઇ ફેંકી દઇ પોતાને ઘેર આવી પોતાનો વેષ બદલાવી નાખી આનંદથી સુખની ઉંઘ કાઢવા લાગ્યો.

સવાર પડતાં આ ખબર રાજાને કાને પડતાં રાજાએ ખાત્રી કરી લીધી કે, આ વાઘને મારનાર તે ઠગ સીવાય બીજો કોઇજ નથી. જો બીજો કોઇ હોત તો તે આવું પરાક્રમ કદી કરત પણ નહીં.

---

## વારતા ૧૧ મી.

### સોદાગર અને ઠગારો.

એક સોદાગર પોતાની સાથે હાથી, ઘોડા, હીરા, માણેક, ઝવેરાત વીગેરે અનેક પ્રકારોની મન પ્રસન્ન વસ્તુઓનો ખજાનો લઇને શહેરની બહાર તંબુ તાણીને પડ્યો હતો. આખા શહેરમાં સમાચાર ફેલાઇ જવાથી તમામ નાના મોટા વહેપારીઓ તે સોદાગરની પાસે માલ લેવા અને વેચવા જતા હતા, આ ખબર ચતુર ઠગારાને થતાંજ ચતુરે તે સોદાગરને ઠગવા માટે સર્વે સામગ્રી તઇયાર કરી, બે માણુસ પોતાની સાથે લઈ, પાલખીમાં બેસીને તે સોદાગરની પાસે ગયો અને તે સોદાગરને કહ્યું કે આપની પાસે કેવી કેવી અજુબ ચીજો છે તે કૃપા કરીને મને બતાવશો ?

બાજુની બેઠક ઉપર બેસાડીને કહ્યુ કે, આપના લાયક, અને આપને પ્રસન્ન પડે તેવી અનેક પ્રકારની અમુલ્ય ચીજો છે તે જોતાં જોતાં તમારૂં મન ભરાઇ જશે. અને તેમાંથી કઇ લઉ અને કઇ ન લઉ, તેટલા માટે આપને કઇ વસ્તુ લેવાની વધારે ઉત્કંઠા છે તે જો મહેરબાની કરીને ફરમાવશો તો હું તમારી સન્મુખ રજુ કરી શકવાને સમર્થ થઇશ.

ઠગે મોં મલકાવીને કહ્યું કે, " સોદાગરજી ! આપનો વિવેક જોઇ મને અતિ આનંદ પ્રાપ્ત થયો છે, આપ સારા નરસા માણસોની પરીક્ષા કરવાની સારી શક્તિ ધરાવો છો, તેથી હું તમને ધન્યવાદ આપું છું. હવે મારે તમને એટલુંજ કહેવાનું છે કે તમારા ખજાનામાંથી ઉતમમાં ઉતમ જે કોઇ ઝવેરાત હોય તે મને બતાવવાની કૃપા કરશો તો હું તમારો ઉપકાર માનીશ. '

શોદાગરે પુછ્યું કે, આપ ક્યાં રહો છો ? આપનું નામ શું ? આપ જાતે કેવા છો ? આપ શું કરો છો ? તે જો કૃપા કરી વિદિત કરશો તો મારી ઉપર ઉપકાર કરેલો કહેવાશે. તેના ઉતરમાં ઠગે કહ્યું કે, સોદાગરજી ! હું આ ઉજ્જેણમાં રહુછું, મારૂં નામ ચતુરસીંહ છે? હું જાતે ચહુઆણ ક્ષત્રી છું, અને પાંચ ગામનો ગરાસીઓ છું, મને નવીન વસ્તુ ગ્રહણ કરી મારા મહેલના ખજાનામાં તેનો સંગ્રહ કરવાનો શોખ છે, અને તે શોખ પુર્ણ કરવા માટે આપના તંબુમાં આવ્યો છું. '

ઠગની વાત સાંભળતાંજ તે સોદાગરે, પોતાના ખજાનામાંથી ઉતમ પ્રકારના ઝવેરાતોથી ભરેલા પીતલના ડાબડાઓ મંગાવી, લઇને કમસેનની સન્મુખ મુકીને સોદાગરે કહ્યુ કે, ચતુરસીંહજી ! આમાંથી

આપને પસંદ પડે તેટલું ઝવેરાત વીણી કાઢો પછી હું તેની કીમત તમને જણાવીશ.'

ઠગે તરત તેમાંથી ઝવેરાત વીણી કાઢયું, અને તે સોદાગરને કહ્યું કે, સોદાગરજી! હમણાં મે એટલુંજ ઝવેરાત ખરીદ કરવાનું નકી કરેલ છે. માટે તેની શી કીમત થાય છે તે નકી જણાવો આ ઝવેરાત મારી પ્રીયતમાને બતાવીશ અને તે જો તેને પ્રસન્ન પડશે તો હું બીજું ઝવેરાત ખરીદ કરવાને તમારી પાસે આવીશ. પણ તેની સાથે મારે તમને જણાવવું જોઇએ કે મેં હમણાં જે ઝવેરાત પ્રસન્ન કરયુછે, તે હું હમણાં દામ આપ્યા વગર લઇશ અને જો તેમાંથી કેટલું ઝવેરાત અમારી ધરવાળી રાખશે તેટલુંજ ઝવેરાતનું દામ હું તમારા માણસને આપીશ અને બાકીનું ઝવેરાત તમારા માણસ સાથે પાછું મોકલાવી આપીશ. દરેક ઝવેરાતની જુદી જુદી કીમત કહેજો અને તેની સાથે એકેક ચીઠી લખી બાંધજો કે જેથી અમને અને તમને કોઇ જાતની અડચણ પડે નહી.

ઠગની વાત સોદાગરને ગળે ઉતરવાથી સોદાગરે ઠગની આ વાત કબુલ રાખીને દરેક ઝવેરાતની ઉપર એકેક એકેક ચીઠી તેના ભાવ સાથે બાંધી દઇ, તે ઝવેરાતનો એક ડાબડો ભરી તે ઠગના હાથમાં સોંપ્યો, અને તેની કુલ કીંમત રૂપીઆ બે લાખની જણાવી તે ઉપરાંત સોદાગરે ઠગને કહયું કે, આ મારો માણસ તમારી સાથે આવે છે, તેને સાથે લેઈ જાઓ. સાંઝ પડયા પહેલાં તે માણસ મારા તંબુમાં આવી પહોંચે તેટલી કાળજી રાખજો.

ઠગે કહયું કે, તે વીશે તમે નચિંત રહેજો ! આ ડાબડામાંથી જેટલું ઝવેરાત મારા ધરવાળા પ્રસન્ન રાખશે તેટલું અમે લેઇશું,

અને તેની કીંમત અને બાકી રહેલું ઝવેરાત, આજ ડાબડામાં ભરી તમારા માણસને સોંપી દઇ, તેની સાથે મારા હથીઆરબંધ એક સીપાઇને મોકલીને તમારા માણસને તમારા તંબુમાં પહોંચતો કરી આવીશ. સોદાગરને ઠગની આ વાત પ્રસન્ન પડવાથી ભોળો સોદાગર ઠગની ઝાળમાં સપડાઈ જઇને બે લાખની કીંમતના ઝવેરાતનો ડાબડો ભરીને ઠગની પાલખીમાં મુકી દીધો.

આ જોઈ ઠગ તરત પાલખીમાં ચઢી બેઠો, અને પોતાની સાથે આવેલા બે માણસને આંખ મારીને કહયું કે, આ માણસને તમારી સાથે લઇને તરત રાજાના મહેલમાં આવજો ' એટલું કહીને પાલખી વાળાને પાલખી ઉચકી ચાલવાનો હુકમ કરી દીધો.

પાલખી સાથે આ ત્રણ માણસો ચાલવા લાગયા; માણસ કરતાં પાલખીવાળાઓ વધારે ચાલી શકે એમ ન હોવાથી, પ્રથમ કરી રાખેલા સંકેત મુજબ પેલા બે માણસો સોદાગરના માણસને સાથેલઈ પાલખીની આગળ નિકળી ગયા; અને રાજાના મહેલની નીચે પાલખીની રાહ જોતા ઉભા.

એટલામાં પાલખી રાજાના મહેલના પાસે આવી પહોંચી ઠગેતે માણસોને કહયું કે, એક કલાક પછી તમે મહેલમાં દાખલ થજો. એટલું કહી તે પાલખીવાળાને મહેલની પાસેના એક બાગમાં પાલખીને લઈ જવાનો હુકમ કર્યો ઠગના હુકમ પ્રમાણે પાલખીવાળા પાલખીને બાગમાં લઇ ગયા બાગમાં પાલખી દાખલ થતાંજ ઠગ તરત પાલખીમાંથી ઉતરી પડયો, અને પાલખીવાળાને દામ ચુકવી આપીને તે ડાબડો હાથમાં ઉપાડી પોતાને ઘેર આવ્યો તે ડાબડાને પોતાની માસી માલણને સોંપી દઇ તરત પોતાનો લીબાસ ઉતારી બીજો લીબાસ પહેરી

લઇને જ્યાં ત્રણુ માણુસો ઉભા હતા તેની પાસે આવીને કહયું કે, ચાલો તમને ચતુરસીંહ સાહેબ બોલાવે છે.

આ ત્રણે માણુસો તેની સાથે ચાલતાં થયાં ચતુરે તે ત્રણે માણુસોમાંથી પોતાના બે માણુસોને રસ્તામાંથી છુટા પાડી નાખ્યા. અને હવે તેની સાથે સોદાગરનોજ માત્ર માણુસ રહેલો છે. તેને લઇને એક સાહુકારના એક ભવ્ય મહેલની નીચે સોદાગરના માણુસને બેસાડીને કહ્યું કે, 'ભાઇ? હમણાં તમે અહીયાં બેસો! અમારો સરદાર આ મહેલમાં ગયો છે, તે હમણાં આવશે અને તમને પોતાની સાથે પોતાને મહેલે તેડી જશે.' એટલું કહી ઠગ તે માણુસને તે મહેલની નીચે બેસાડી પોતે પસાર થઇ ગયો. સાંઝ પડી, દીવે વાટ ચઢી, પણુ ચતુરસીંહ ભાઇ આવ્યો નહીં. હમણાં આવશે. રાજવંશી છે, વાર લાગી તો એમાં શું થયું! આમ મનમાં ઘટના ઘડતો તે માણુસ રાતના આઠ વાગ્યા સુધી બેસી બેસીને થાકી જવાથી નીરાશ થઇ ભય પામતા પોતાના શેઠના તંબુમાં દાખલ થઇ પોતાના શેઠને કહ્યું કે, 'સાહેબ! તે ક્યાં ગયો તેની મને સુદલ ખબર નથી, તે ક્યાં રહે છે તેનું પણુ મને પુરેપુરૂં ઠેકાણું પણુ ન આપતાં આડો અવળો રખડાવીને રાતના આઠ વાગતા સુધી દુઃખી કીધો હવે તમે જાણો ને તે જાણે, આ પ્રમાણે તે માણુસ કહીને પોતાની જગ્યાએ જઇને બેઠો.

સોદાગર બહુ ચંચળ અને દરેક વાતમાં પ્રવીણુ હતો તેણે થોડીક વાર સુધી તે બાબત માટે મનમાં નકી વીચાર કરીને પોતાના બીજા માણુસને કહયું કે, ભાઇ જરૂર આ કોઇ રાજવંશી નહોતો પણુ રાજવંશીના પોશાકમાં કોઇ રાજવંશી ઠગારો હતો. તે આપ-

ણને ઉલટી સુલટી થાપ મારીને બે લાખ રૂપીઆનું ઝવેરાત ઠગી ગયો છે. તે માટે તેની ફરીયાદ કરવા માટે મારે જવુંજ જોઇએ.

બીજે દીવસ થતાંજ શોદાગરે ગામમાં બહુ તપાસ ચલાવી, તે તપાસની દરમ્યાનમાં તેને જણાયું કે, તે રાજવંશી નહીં પણ કોઈ રાજવંશી ઠગારો હતો. એમ તેની ખાત્રી થવાથી તે રાજા પાસે ગયો.

રાજા પાસે જઇને બનેલી સર્વ હકીકત રાજાને જણાવી રાજાએ સોદાગરની સઘળી હકીકત સાંભળી લઇને સોદાગરને ટુંકમા કહયું કે, 'તમે સોદાગર થઇને અજાણ્યા માણસની જામીનગીરી લીધા વગર બે લાખ રૂપીઆનો અવેજ આપ્યો. તે માટે તમે મ્હોટી ભુલ કરી છે, તે ભુલનો ભોગ તમારે આપવોજ જોઇશે, એમાં હું શું કરૂં ! એ ઠગથી હું પણ બહુ કંટાળી ગયો છું, પણ ચીંતા કરશો નહી હું તેને પકડવા માટે તજવીજ કરીશ.' રાજાના આવા શબ્દો સાંભળી તે સોદાગર કંઇ પણ બોલ્યા વગર પોતાના તંબુ તરફ ચાલતો થયો.

---

## વારતા ૧૨ મી.

### રાજાની રાણી અને ચતુરસીંહ ઠગારો.

રાજાની રાણી રોજ માતાના મંદીરમાં માતાની પુજા કરવા માટે જતી હતી, તેની ખબર ઠગને પડતાં ઠગે તેની પુંઠ પકડી હતી, તે રાણી કેવી રીતે માતાની પુજા કરે છે, કેવી રીતે માતાની સ્તુતી કરે છે, અને તે બદલ રાણી શું માગે છે તે બાબતથી ,માહીતગાર

થવા માટે ચતુર ઠગારો રોજે મંદીરમાં જઈ કોઇ ન જાણી શકે તેવી રીતે દેવીની પાછળ ભરાઈ રહીને રાણીની સઘળી ચર્ચા જોતો.

રાણી જ્યારે મંદીરમાં માતાની પુજા કરવા જતી હતી, તે વખતે મંદીરમાં કોઇ પણ પુરૂષને અને માતાના પુજારીને પણ મંદીરમાં રહેવાનો રાજાનો હુકમ નહોતો એવું જાણી લઇને ચતુર સાવધ થયો. એક દિવસે તે દેવીનો ઓત્સવ હતો, અને તે દિવશે દેવીના મંદીરમાં મોટી ધામધુમ હોવાથી રાજાએ મંદીરની આસપાસ કોઇ પણ માણસને નહીં આવવા દેવા માટે નગરમાં ઢંઢેરો પીટાવ્યો, અને તે છતાં રાજાએ તે મંદિરની આસપાસ મજબુત ચોકી પહેરો બેસાડી દીધો હતો, પણ તે શું કરવાનો હતો, ઠગશેન તેની પરવાજ ક્યાં રાખતો હતો. અને તે જોવાને માટે આખી ઉજેણુ ઉલટી હતી.

આ દિવસ મંગળવારનો હતો, દેવીના મંદીરની આસપાસ ભારે રચના રાજા તરફથી કરવામાં આવી હતી.

આ સમે ચતુર ઠગારો સોળ વર્ષની સુંદરી બનીને હાથમાં પુજાદીક વગેરેનો થાલ લઇને રૂમઝુમ કરતી અને માતાના ગુણગાતી મંદીરમાં દાખલ થઇ, તે વખતે હજુર રાજાની રાણી પોતાની સખી મંડળ સાથે આવી નહોતી. ઠગ મંદીરમાં દાખલ થઇ માતાની પાછળ સંતાઇ, અને પોતાનો સ્ત્રી વેષ ઉતારી નાખી સાક્ષાત દેવી રૂપ ધારણ કરી માતાની પુઠ પાછળ સંતાઈ ઉભો.

એટલામાં રાણી પોતાની સખી મંડળ સાથે વાજતે ગાજતે અગે લશ્કરી સ્વારોની સાથે પાલખીમાં બેસીને માતાના મંદીરના દરવાજા આગળ પાલખી ઉતારી અને તેમાંથી રાણી ઉતરી માતાના મંદીરમાં દાખલ થઇ, અને માતાના દરવાજા બંધ કરી દીધા. અને

માતાની વિધિપુર્વક પુજા કરી લીધા પછી રાણી માતાની એક ધ્યા• નથી સ્તુતી કરવા લાગી. રાણી માતાજીની સ્તુતી કરવામાં એક ધ્યાન થઇ ગઇ છે, તે જોઇને તે ઠગરૂપી દેવી હાથમાં ખડગ લઇને રૂમ• ઝુમ કરતી રાણીની પાસે આવી રાણીને કહેવા લાગી કે, ' અહો રાણી ! તારી ભક્તિથી હુ તારી ઉપર પ્રસન્ન થઇછું, માટે માગ ! માગ ! પણ માગવા પહેલાં તારાં આભુષણો, તારો આ સર્વ સણ• ગાર ઉતારી નાખી મારાચર્ણમાં મુકી દેજે. તોજ તારૂં વ્રતસફળ થશે, નહીંતો કદી તારી ઇછા પુર્ણ થશે નહીં અને હરગીઝ થનાર નથી આ વચનો તારા ધાનમાં રાખજે જોજે ભુલી જતી નહી નહી તો દેવના કરજમાંથી કદી મુક્ત થવાનું નથી.

રાણી સાક્ષાત દેવીનાં દર્શન થવાથી રાણીના હર્ષનો પાર રહ્યો નહીં. અને હર્ષ ઘેલી બનીને પોતાના સર્વે આભુષણો અને શણુગાર ઉતારી દેવીના ચર્ણમાં મુકીને રાણી બોલી કે, 'અહો જગત જનની ! જો આપ ખરેખર મારી ભક્તિથી મને પ્રસન્ન થયાં હો તો, મને એક પુત્રનું ફળ આપો.' આપ કરતાં વીશેષ સુંછે! કહોતો કનકથી તમને મઢાવું ! કહો તો તમને મોતીથી જડાવું, કહોતો તમને હીરા માણકથી જડાવું, તમારૂં છે ને તમને આપવાનું છે એમાં તે શી મહોટી વાત છે.

તે ઠગરૂપી દેવીએ કહયું કે; અહો રાણી ! જા !! હું પ્રસન્ન થઇને તને કહુંછું કે, આ વર્ષમાં તને એક પુત્રની પ્રાપ્તિ થશે. તે પુત્ર તારા કુળને તારશે; પણ હવે તુ આ તારાં આભુષણો અનેતારા અલંકારોનો એક પોટલો બાંધીને મારા હાથની કાંધ ઉપર લટકાવીદે, અને પછી તું મંદીરના દરવાજા ઉઘાડી નાંખીને તું અને તારી સખી

સમેત મારી પાછળ આવી આંખ મીંચી જઇને એક ધ્યાન થઇ જાઓ નહીં તો હું તમને સર્વને શ્રાપ આપીશ.

તે ઠગરૂપી દેવીના કહેવા મુજબ કરીને રાણી અને તેની સખીઓ માતાના મુર્તી પાછળ આંખ મીંચીને એક ધ્યાન થઇ ગઇઓ.

આ જોઇ તે ઠગરૂપી દેવીએ પાછો પોતાનો વેષ ધારણ કરી હાથમાં થાળ લઇ મંદીરની બહાર નીકળી ચોકીદારોને કહેતી ગઇ કે, 'બહારથી માતાના મંદીરને તાળું મારી દો. અને રાજાના હુકમ વગર મંદીરને ઉઘાડશો નહીં.

આટલું કહી તે ઠગરૂપી દેવીએ પોતાને ઘેર આવી પોતાનો અસલ વેષ ધારણ કરી, રાણીનો અલંકાર પોતાની માસી માલણને સોંપી દઇ આનંદથી ઉંઘ કાઢવા લાગ્યો.

સીપાઇએ તરત બહારથી માતાના મંદીરના દરવાજાને તાળું મારી દીધું. થોડીવાર પછી રાણી મહેલમાં જવા માટે તૈયાર થઇ દરવાજે ઠોકવા લાગી, પણ દરવાજો ચોકીદારોએ નહી ઉઘાડવાથી રાણી અને તેનું મંડળ આખી રાત મંદીરમાં પડી રહયું, આ ખબર રાજાને થતાં રાજા તરત મંદીર પાસે આવ્યો અને સીપાઇના ઉપરીને ધમકાવીને કહયું કે, 'હરામખોર તેં શા માટે માતાના મંદીર ઉપર તાળુ મારી મારી રાણીને કેદ કરીછે.' તે જમાદારે કહયું કે, હજુર ! એમાં અમારો મુદલ અપરાધ નથી! મંદીરમાંથી એક સ્ત્રી બહાર નીકળીને પોતાને ઘેર જતી વખતે રાજાના હુકમ વગર મંદીરના દરવાજા ઉઘાડવા નહીં.'

આ વાતમાં કંઇક ભેદ છે એમ રાજાને ખાત્રી થવાથી, રાજા કંઇ પણ વધુ ન બોલતાં એકદમ મંદીરના દરવાજા ઉઘાડી રાણી પાસે ગયો અને રાતના શું બન્યું તેની સર્વ હકીકત પુછી.

રાણીએ જે કંઇ રાતના મંદીરમાં બન્યું હતું તે સવીસ્તર રીતે રાજાને સમજાવી રાજાના મનનું સમાધાન કરવા લાગી, પણ રાજાથી રહી ન શકાયાથી રાજા ખડખડ હસી પડયો, અને રાણીને કહયું કે, 'ઓ ભોળી રાણી! તને સાક્ષાત દેવી પ્રસન્ન થઇ નહોતી! પણ પેલો ઠગરૂપી દેવો પ્રસન્ન થઇ તને ઠગી ગયો છે, તું પણ બાકી કેમ રહી જાય! તે પણ ચતુરની ચતુરાઇની લહાણ લીધી. ભલે ચતુર ભલે! તું પણ મારા ગામમાં ઠીક દાખલ થઇ બધાને લુંટવામાં ઠગવામાંજ મોજ સમજે છે, એટલું કહી રાજા અને રાણી પોતાના મહેલમાં આવ્યાં. રાણીને ચતુર ઠગારે ઠગી એ વાત આખા ગામમાં પસરી ગઇ, તે જાણી ચતુર ઠગારો પણ મનમાં ને મનમાં ખુબ મલકાવવા લ ગ્યો.

## વારતા ૧૩ મી.

### માસુકની મુલાકાતે ચતુર.

જે નાટકશાળામાં માસુક ઉપર ચતુર આસક્ત પડયો હતો અને તે માસુકને નાટકશાળામાંથી અધર ઉપાડી જઇ તેના સૌંદર્યતી અને તેના અલંકારોની લુટ ચલાવીને એક સીપાઇના હાથમાં શોંપીને પોતે પોબારા ગણી ગયો હતો, તે માસુકનો પોતાના ઉપર કેવો પ્રેમ છે તે પ્રેમની પરીક્ષા કરવા માટે ચતુર એક શોદાગરનો વેષ લઇને તે માસુકના પીતાને ઘેર ગયો.

પોતાને ઘેર કોઈ નવા મુસાફરને આવેલો જોઇ, ન્યાયાધીશે પોતાના ઘરની બહાર આવી તે મુસાફરને માન આપી તેનો હાથ

ઝાથી મોટા આદર સત્કારથી પોતાના ઘરમાં દાખલ કરી, પોતાની પાસે બેસાડીને તેને નમનતા પુર્વક પુછયું કે, આપ કયા દેશના વતની છો ? અતરે શા માટે આપનું આવવું થયું છે ? તે આપ કરપા કરીને મને જણાવશો.

તે ઠગરૂપી સોદાગરે કહ્યું કે, ' હું બંગાળા પ્રદેશનો વતની છું અને વેપાર અર્થે આ તમારી ઉજેણીમાં દાખલ થયો છું. આ તમારી વિચિત્ર નગરી અને તેના સજન લોકોથી હું કેવળ અજાણ્યું મારે ક્યાં ઉતરવું, અને કોનો આસરો લેવો તેનો વિચાર કરતાં કરતાં આપના મહેલની પાસે આવી પહોચ્યો. આપની ભવ્ય મુર્તિ જોઇ મને ખાત્રી થઇ કે, આપ કોઇ ન્યાય મુર્ત્તિ છો એવું જાણીને હું આપને ત્યાં આવ્યો છું. '

ન્યાયાધીસે આ ચતુરની મધુર વાણી અને મર્યાદારૂપ ભાષણ સાંભળી, ન્યાયાધીશે બહુ ખુશ થઇ જઇને, તેને પોતાના મહેલના ઓરડામાં એકદમ ઉતારો આપ્યો.

આ ઠગરૂપી સોદાગર ન્યાયાધીશના આપેલા ઓરડામાં દાખલ થઇને પોતાનો અસબાબ મુકીને કાંઇક વિચાર કરતો બેઠો, એટલામાં ન્યાયાધીસના માણસે આવીને કહ્યું કે ' અહો નવીન મુસાફર ! ભોજન કરવા માટે પધારો ? ભોજન તૈયાર છે. '

ચતુર તરત ઉભો થઇ; તે માણસની સાથે ભોજન ગરહમાં આવ્યો અને જ્યાં જમવા માટે પાટલા ગોઠવી રાખ્યા હતા તેની ઉપર જઇ બેઠો.

એટલામાં ચતુરની ચતુરા હાથમાં ભોજનનો થાળ લઇ આવી,

અને તે થાળ ચતુર આગળ મુકયો. ચતુરને જોતાંજ તે માશુક મનમાં સમજી ગઇ; અને મનની શાથે વાત કરવા લાગી કે આજ લાલચુ ચોર! મને રખડતી રઝળતી અને બેભાન કરી આજ મારા સઉંદર્યના લુંટ ચલાવી પલાયન કરી જનાર તે ફરીને મોહજાળ પાથરતો પાથરતો આવ્યોછે. અને હજી, જોવોને તેવો મારો પ્રેમ તેની ઉપર પુર્ણ રીતેછે કે કેમ! તે તપાસવાને આવ્યો કેમ ન હોય! એમ મને લાગે છે; માટે હમણા મારો પ્રેમ તેને ન દર્શાવતાં તેને ક્રોધ ભરી નજરથી જોઇશ! જોઉંછું કે તે મારી કરોધભરી નજરથી ભય પામેછે કે નહીં? આમ વીચાર કરતી કરતી તે માસુક પોતાના બીજા ઓરડામાં દાખલ થઇ; અને એક બાજુ શું ચમત્કાર બને છે તે જોતી ઉભી.

પણ ચતુર ઠગારો કયાં કમ હતો, તે આવી કરોધ ભરી નજરની કયાં પરવા રાખે તેવો હતો. તેણે પણ પોતાની માશુકને કરોધ ભરી નજરમાં જણાવી દીધું કે 'વહાલા! તમે તેટલી મારી ઉપર કરોધ ભરી નજર કરીને મને ભય બતાવશો, પણ તમારા તે ભયથી હું જરા પણ ઠગાનાર નથી. અમે તો તમારાજ છઇએ. ને તમે અમારા છો. પછી કેમ કરી જવાના હતા!

ચતુરતી આ સાન તો ચતુરા તરત સમજી જઇને તરત ચતુર પાસે આવીને ચતુરને કહ્યું કે, ' અહો મુસાફર! આ ઘર તમાંરૂ છે? જે જોઇએ તે માગી લેજો! ખાતાં માગતાં જરા પણ શરમાશો નહીં ' નહીં તો ભરે ભાંણે ભુખ્યા રહેશો તે જો મને દોષ દેશો નહીં તેનો ઠપકો તમને ઘટશે! જો જો મુસાફર! વાટેમાર્ગુને ભુરકી છાંટી પલાયન થઇ જનાર ફરીને બહુ દીવસે નજરે

પડયા છો ! હવે કેમ જાઓ છો ! પછી જેટલી હોય મુક્તી તેનો ઉપયોગ કરજો.

તેના ઉતરમાં ચતુરે આંખ મારીને કહ્યું કે. આપ જેવી ચતુર બાળાની કરપાથી, હું કદી પણ ભુખ્યો રેહેનાર નથી; પણ તરષણા શાંત કરી અહીંથી વીદાય થનારછું. '

આવી પ્રકારની બંન્ને વચ્ચે રંગરસની વાતચીત થઇ રહયા પછી તે ઠગરૂપી સોદાગર જમી લઇને પાછો પોતાના ઓરડામાં દાખલ થયો.

થોડીવાર પછી ન્યાયાધીશ તેની પાસે આવીને બેઠો અને તે ઠગરૂપી સોદાગરને પુછયું કે, ' આપ આપની સાથે ઉત્તમ ઝવેરાત પણ લઇ આવ્યા હશો; જો તમે મને બતાવશો તો, અને તે મને પ્રસન્ન પડશે તો હું તેમાંથી કાંઇક ખરીદ કરી તમારા ભારને ઓછો કરવાની ઇચ્છા રાખું છું. '

ઠગે તરત પોતાનો બનાવટી ઝવેરાતથી ભરેલો ડાબડો પોતાના કોથળામાંથી બહાર કાઢીને ડાબડો ઉઘાડી તે ન્યાયાધીશની સન્મુખ રજુ કર્યો, નકલી બનાવટના ઝવેરાતમાં શું જોવું હતું તે ન્યાયાધીસને પ્રસન્ન પડવાથી, તે ન્યાયાધીશે પોતાને પ્રસન્ન પડયું તેટલું ઝવેરાત તેમાંથી વીણી લઇને તેની કીંમત પુછી. '

ઠગે બહુજ વિવેક વાણીથી કહ્યું કે, ' હું એની કીંમત કરવા માગતો નથી, માટે તમારી ઇચ્છામાં આવે તે આપો તો હું ખુશીથી લઇશ; આ નગરમાં તમારા જેવા પવીત્ર ન્યાયાધીશના પવિત્ર ઘરમાં મારો આ પહેલો સોદો છે; તે સોદો શુધરશે તો હું બીજા સોદામાં વધારે પેદા કરીશ, એવા હેતથીજ હું તેની કીમત કરતો નથી.

ન્યાયાધીશ તરત તે ઝવેરાત લઈ નીચે આવ્યો અને પોતાની તીજોરી ઉઘાડી તેમાં મુકી રૂપીઓ પાંચ હજાર લઇ તે ઠગ રૂપી સોદાગરને આપીને કહ્યું કે, તમારા ઉત્તમ પ્રકારના ઝવેરાત બદલ મેં બહુજ થોડી કીમત આપી છે; તેથી તમે નારાજ તો થયા નથી ને ? ઠગે હસીને કહ્યું કે, નહી જી ! હું જરા પણ નાખુશ થયો નથી ! જો તમે મને તેની કીંમત પણ આપી ન હોત તો પણ હું નાખુશ થાત નહીં, સમજ્યા સાહેબ !

આ પ્રમાણે ઘણીવાર સુંધી બંને જણ વાતચીત કરતાં કરતાં ઝોકાં ખાવા લાગ્યા તે જોઇને, ન્યાયાધીશની તે યુવાન બાળાએ પોતાના પીતાને કહ્યું કે, ' પીતાજી ! હવે સુવાનો સમય થઇ ગયો છે ? માટે મુસાફરને સુવા દો ! '

પોતાની બાળાનાં મધુર વાક્યો શ્રવણ કરતાંજ ન્યાયાધીશ પોતાના ઓરડામાં જઈ સુતો, ઘરના તમામ માણસો ઉંઘને વસ થઇ ગયા પછી તે મત્સુક સોળે શણગાર સજી પોતાના આશકને ભેટવા ચાલી.

બંને આસુક માસુક ખુબ પ્રેમરસ પીવામાં તલીન બની ગયાં અને એક એકના પ્રેમને એકત્ર બનાવી એક એકને એક એકની સાથે વીધી પુર્વક લગ્ન કરવાના વચનથી બંધાઇને એક એક એક એકથી છુટા પડયા.

પ્રાત:કાળ થતાંજ સોદાગરે પોતાનો કોથળો ખાંધે મારી ન્યાયાધીશને નમસ્કાર કરીને કહ્યુ કે. આપે મારી બહુ સેવા બજાવી છે તેના બદલામાં હું તમારો ઉપકાર માનું છું, હવે મને મારો માલ વેચનારને શહેરમાં જવાની રજા આપશો. ન્યાયાધીસે તેને શહેરમાં

જવાની રજા આપી રજા થતાંજ ચતુર પોતાની માસીને ઘેર આવ્યો અને આખી રાતનો ઉજાગરો હોવાથી પોતાને બીછાને જઈ ગયો.

ઝવેરાત અમુલ્ય છે, અને તેની કીંમત બહુ મોઘી છે એવું ધારીનેજ ન્યાયાધીશે તે ઝવેરાત ખરીદયું હતું, તેના ચાર ઘણા નાણા ઉપજાવવા માટે ન્યાયાધીશ તે ઝવેરાત લઈને બીજા એક ઝવેરીને ત્યાં ગયા, અને તે ઝવેરીને આ ઝવેરાત બતાવીને તેની કીંમત આંકવા જણાવી.

ઝવેરીઓએ ઝવેરાતને બહુ બહુ વાર તપાસીને ન્યાયાધીસને કહ્યું કે, 'આ ઝવેરાત ખરૂ નથી, પણ નકલી છે; તે તમે ક્યાંથી લાવ્યા?' તેનો ઉતર ન આપતાં ન્યાયાધીશ જેવા માણસ મનમાં શરમાઇ જઇને તે ઝવેરાતને પાછું ઘેર લાવ્યો, અને મનમાં બહુ પસ્તાવો કરતો તે ઠગને ધીકારવા લાગ્યો.

---

## વારતા ૧૪ મી.

---

**ચતુરની શકિતની કસોટી કરવા માટે રાજાએ રચેલી યુકિત.**

રાજાએ શહેરની અંદર દાંડી પીટાવી કે, આવતી કાલના બપોરના ત્રણ વાગે રાજા પોતાના પરાકરથી યોધાઓ સાથે ઉજેણ નગરીના મોટા મેદાનમાં તીરમબાજી ખેલવા જનાર છે.

તીરમબાજી ખેલતાં રાજાની કમાનમાંથી જે તીર લાંબુ જસેતેને એકદમ લાંબુ ન જવા દેતાં અધવચમાં તે તીરને પકડી લઇ; તેની ઉપર પોતાનાં નામ અને નીશાની કરી ફરીને તે તીરને મારી કમાનની અંદર પાછું ચોટાડી દેશે તેને મારા રાજનો હકદાર ઠરાવીશ.

આવા પ્રકારની રાજાની ડાંડી શહેરમાં પીટાવાથી કેટલાએક તીરંદાજીએ પોતાનાં તીર કામઠાં લઈને અને કેટલાએક આ શુર રમત જોવાને ઉજેણુ નગરીના મેદાનમાં જવા તઇયારી કરવા લાગ્યા.

આ ખબર ચતુરને થતાંજ તે પોતાની તીરંદાજીની રમતનો ખેલ કરી બતાવવાને દ્રઢ થઇ ગયો.

બીજા દીવસના ત્રણ વાગતાં ઉજેણી નગરીનું મેદાન તમાસગીરોથી ભરાઇ ગયું. અને તીરંદાજીની રમત શરૂ થઇ.

આ રમત બહુ જોસ જોરથી ચાલુ થઇ રહી હતી. તે દરમ્યાન ચતુર જે બાજુ રાજા ઉભો રહી તીર ફેંકતો હતો, તેની સન્મુખ જઇ ચતુર રાજાના તીરને આવવાની રાહ જોતો હતો.

બરાબર સમય આવતાં, અને સઘળા તીરંદાજીઓને હેરત પમાડવા માટે, રાજાએ એક મ્હોટું ઝેરી તીર કાઢીને કમાનમાં ચઢાવીને એવા જોરથી ફેંક્યું કે, તે તીર અવાજ કરતું આવ્યું.

રાજાના ઝેરી તીરને પોતાની સામે આવતાં, ચતુરે પોતાના ઝેરી તીરને કમાનમાં ચઢાવીને તે તીરની સામે એવા જોરથી ફેંક્યું કે બે તીર ભેગાં થતાંજ એક એકના જોરથી અડધા ટુકડા થઈ નીચે પડી ગયા.

ચતુરે તરત બંને તીરને ઉપાડી લીધાં અને તેમાં રાજાનું તીર કયું તે ઓળખી કાઢીને રાજાના ભાગી ગયેલા તીરને પાછું રાજાને ન વાળતાં પોતાની ખરી ચતુરાઇ અને પોતે કોણ છે, અને કયાં રહે છે, તેની નીશાની બતાવવા માટે પોતાના કાતીલ તીરને રાજાની ઉપર ફેંક્યું.

સામેથી કાતીલ તીરને આવતાં જોઇને સઘળા યોદ્ધાઓ ચકીત

બની ગયા, અને તીરને અધવચમાંથી પકડી લેવાને પોતાની શક્તિને અજમાવવાને કાંઇ બાકી રાખી નહીં, પણ તે સર્વ વ્યર્થ ગઇ. રાજા એક ધ્યાનથી તે તીરને પકડવા માટે બહુ આતુર થઇ ઉભો હતો, પણ તે તીર રાજાના હાથમાં ન આવતાં રાજાના મુગટને વીંધી, મુગટની આરપાર નીકળી જઇને તીર કાનથી દસ કદમ છેટે પડ્યું.

રાજાએ તે તીરને ઉપાડી લઇને તે તીર પોતાનું નથી પણ મારા તીરને અધવચમાંથી પકડી લેનારનું છે; મારૂં તીર બાગી જવાથીજ તેણે પોતાના નામ અને ઠામની નીશાની દાખલ આ તીર આ તીર ફેંકેલું લાગે છે. આજ ખરો ઠગારો છે. અને તે ઠગારામાં જેમ સર્વને ઠગવાની શકિત ધરાવે છે, તેમ તીર વીદ્યામાં પણ સાચી શકિત ધરાવે છે, એમ આ તેના તીર ઉપરથી સિધ થાય છે, તો પછી તે બાણુકળામાં કેવો પ્રવીણ હશે ?

આ પ્રમાણે પોતાના મનમાં વીચાર કરીને તીરમબાજી રમત ખલાસ થઇ એમ જાહેર કરાવીને રાજા પોતાના યોદ્ધાઓ સાથે શહેરમાં આવી શાંત અશાએશ લેવા પોતાના મહેલમાં દાખલ થયો, અને બીજે દીવસે બાણ વીધાની પરીક્ષા કરવા માટે ફરીને બીજી દાંડી પીટાવી.

---

## વારતા ૧૫ મી.

---

### ચતુરપર આસક પડેલી અલબેલી.

ચતુરે ખુબ લ્હેજતદાર મીઠાઇ બનાવીને, અલબેલાંના આંકડાને ઉતારી નાખવામાં પોતાની બુદ્ધિનો ખેલ ખેલવામાં બાકી રાખી ન્હોતી.

ચતુરની વાણી, ચતુરની ચપળતા, ચતુરની છટા અને ચતુરનો ગુલાબી ચ્હેરો, મદમાતી કાયા જોઇને અલબેલી તેની ઉપર આશક પડી હતી.

પોતાને ભભુત ચોળાવી, ચાલી જવાથી તેને જેટલું દુઃખ થયું નહોતું, તે કરતાં ચાર ઘણું તેના મોહ બાણ વાગેલા મારથી તેની છાતી વીંધાઇ જવાથી તેનું અંતઃકરણ તેણીને સુખે બેસવા દેતું નહોતું.

આશકના વીયોગથી ઉત્પન્ન થએલા મહાદુઃખને મટાડવા માટે જ તે અલબેલીએ સફેત વસ્ત્રો ધારણ કરીને તેને શોધવા માટે પોતાના મ્હેલનો ત્યાગ કરીને, અરે મારા પ્રેમીને કોઇ બતાવે રે, પ્રેમી વીના દીવસ જતો નથી મારો રે, આ પ્રમાણે ગાતી ગાતી નગરીની ગલીઓ ગલી ફરવા લાગી. પણ આશકનો પત્તો ન લાગવાથી ફરી બોલવા લાગી કે, 'પ્રેમ કટારી મારી કયા સંતાઇ ગયા રે, મારા તન મનનો મોતીનો હારરે. કોઇ સોધી લાવો તો, તેની ઉપરથી જાઉં વારી રે.' આ પ્રમાણે તે અલબેલી પ્રેમ ઘેલી બનીને પ્રેમી વીયોગીની બતરાથી ઉતપન્ન થયેલ આગને બુઝાવવાને માટે નગરીની બ્હાર એક તંબુ ઠોકી સદાવ્રત આપવા લાગી.

પોતા ઉપર આશક પડી મને શોધવા માટે અલબેલી મારા નામનું રટણ કરી રહી છે. તે રટણ ખરા અંતઃકરણથી કરે છે કે, મને ફસાવવા માટે તેણીએ આવો ઢોંગ મચાવીને બહાર તંબુ ઠોકી સદાવરત ચાલુ કર્યુંછે તેની ખાત્રી શી રીતે કરવી? તેનો વીચાર કરી ચતુર ઠગે ફરીને એક શેર મીઠાઇ બનાવી. અને તેને એક ન્હાની સરખી રકાબીમાં મુકી, બરાબર અડધી રાત્રી વીતી ગયા પછી તેણીના તંબુમાં ગયો.

તે વખતે અલબેલી ગાલ ઉપર હાથ દઇ આડે પડખે પડી. તુહીં તુહીં નામનો ઝાબાનો મણુકો ફેરવી રહી હતી

તે જોઇને ઠગે કહ્યું કે, આ અલબેલી ? આ કોના નામનો મણુકો ફેરવી રહ્યાં છો ! તે તો જરા કહેશો ?

અલબેલીએ કહ્યું કે, ' ચાલ્યો જા ! તારે રસ્તે ' તને કહેવાથી મને શું લાભ થનાર છે ! મુર્ખા તું કોણ છે ? અને અડધી રાતે દુ:ખમાંથી ઝુરી રહેલ વીયોગને શા માટે દુ:ખ ઉપર ડામ દેવાને આવ્યો છે ?

ચતુર—હું તમારા દુ:ખમાં ડામ દેવાને આવ્યો નથી ? પણ હું તો તમને થતાં દુ:ખના દર્દને મટાડનાર એક સારી દવા લાવ્યો છું જો ઇચ્છા હોય તો આપું !

અલબેલી—.હં હં ! તું ખરૂં કહે છે ! બોલ ! બોલ! ઝટપટ ! તે કયાં છે !

ચતુર—તમે તેની પરીક્ષા કરી શકશો !

અલબેલી—હા શા માટે નહીં કરૂં ! તે જોતાંજ વરતી કહાડીશ કે એજ દવા મારા દુ:ખને મટાડનાર છે.

ચતુર—ખચિત !

અલબેલી--નહીં તો શું ખોટું !

ચતુર—જો તમને તમારા દર્દને મટાડનાર દવા આપુ અથવાં બતાવું, અને તેથી તમને કાંઇ ફાયદો થાય, તે બદલ મને કંઇ ઇનામ આપશો ખરાં કે ?

અલબેલી—ખુશીની સાથે !

ચતુર—ફરી જશો તો ? તેનો શાક્ષી કોણ ?

અલબેલી--તેનો સાક્ષી મારો આત્મારૂપી ભગવાન !

ચતુરને તેના ખરા પણા માટે ખાત્રી થતાં તરત તેના તંબુમાં દાખલ થઈ, તેની પાસે બેસીને, મીઠાઇવાળાનો વેશ ધારણ કરીને પોતાની સાથે લઈ ગયેલ મીઠાઇની રકાબી ઝટ અલબેલીની પાસે મુકીને કહ્યું કે, ' લ્યો અલબેલીજી આ હેતદાર મીઠાઇવાળો ! મને જુઓ પછી તમારૂં દરદ મટી જાય છે કે નહી !,

મીઠાઇ વાળાને અસલ સ્વરૂપમાં જોતાંજ અને તેણે લાવેલી મીઠાઇને ચાખી જોતાં જ અલબેલીની ખાત્રી થઇ કે, ' આજ મારો આશક છે જેને માટે હું દીવાની બની ગઇ છું.' તેનો દ્રઢ વીચાર મનમાં કરતાની સાથે તે ચતુરના કંઠમાં હાથ નાખી તેને વળગી પડી, ને તેના ઉછરંગ પર ચઢી બેડી. અને પ્રેમની વાતો કરવા લાગી અને ચતુરને સમજાવી પટાવી પ્રેમરંગમાં રમાડતી, તંબુનો ત્યાગ કરી આખી રાત પોતાના અવાસમાં લાવી, હમેસન માટે પોતાના મહેલમાં આવવાનું વચન લીધું હમેશ અલબેલીના મહેલે જવાનું વચન આપ્યા પછી અહો દીલરંગી ! ગુલે ગુલઝારમાશુક જેમ તેં મને વચનથી બાંધી લીધો છે તેમ હું વળી તને વચનથી બાંધી લેવાની ઇચ્છા રાખુછું બોલ આ રીતે ઇછા તારાથી પુર્ણ થઇ શકશે ખરી કે ? અલબેલી શા માટે નહી થઇ શકે! થઇ શકશેજ ! કરો વીદીત ને પછી જોઇ લ્યો થાય છે કે નહીં. ઠગે કહ્યું કે, અને હુંજ ઠગારોછું તે કોઇને નહી કહેવાનું વચન લઇને, ચતુરે બાકીની રાત તેની સાથે એસ આરામમાં કાઢી સહવાર પડતાં પોતાને સ્થાનકે ચાલ્યો ગયો.

---

## વારતા ૧૬ મી.

---

### નીચે મુક નહીંતો લાત મારૂં છું.

એક દીવસની રાતરે સખત ગરમી પડતી હતી અને ઓછામાં પુરતો ઠગસેન ભાઇની માશીને ઘેર બહાર ગામના પરોણા આવવાથી બેસવા કે હાલવાની મુદલ જગા ન્હોતી, તેથી ચતુર બહુ કંટાળી જવાને લીધે એકદમ અડધી રાતે ઘર મુકીને નગરીમાં ફરવા નીકળી પડયો.

ફરતો ફરતો એક અંધારી શેરીમાં પેઠો. તે જોઇને શેરીમાંના કુતરા બહુ ભસવા લાગ્યા. પણ તે ભસી રહેલા કુતરાની કંઇ પણ પરવા ન કરતાં બંદાતો ફડાકા બંધ ચાલ્યા. એટલામાં એક માણસ હાથમાં તરવાર લઇ એક ઘરના ખુણામાં સંતાઇને જોતો હતો.બીજો માણસ નીચેથી ઘરની ભીંત ફોડતો હતો. અને ત્રીજો તે ઘરની અગાસી ઉપર જઇ ઉભો હતો.

આ ત્રણેને જોઇને ચતુર ઠગતો, તરત બીજા એક ઘરના ખુણામાં ગુપચુપ થઇ ઉભો.

એટલામાં ઘરની ભીત ફાડનારે ભીતમાં એક મોટું બાકોરૂં વાડીને તેમાં દાખલ કર્યો અને ઘરની અંદર દાખલ થઇ ઘર તપાસતો તપાસતો એકદમ અગાસીની ઉપર ગયો, અને પોતાના સાથને કહેવા લાગ્યો કે, ભાઇ ! ભાઇ ! માલતો બધો નગદી છે ! નગદીમા રૂપું નહી, રૂપીઆ નહી, પણ નકર સોનાની લગડીઓજ એક મહોટો પટારો ભર્યો છે. આજે બેડા પાર ! બેઠા બેઠા ખાવેજ ફરોજ કરો ને; ખુટેજ નહીં પણ જો માલ ઘર ભેગો કરવામાં જરા પણ ગફલત થઇ તો સમજ કે. ' બાયડી છોકરાના મોં જોવાને પામવાનાજ નથી!

અગાસી વાળાએ કહ્યું કે, ' તું શા માટે ગભરાય છે ! તેને કેમ ઘર ભેગો કરવો તેનો મે આગળથી વીચાર કરી રાખ્યો છે. ઝખ મારે છે ગામના ચોકીદારો ! બીજાએ કહ્યું કે, ' કહેતો ખરો કે તે શું વીચાર કરી રાખ્યો છે. હુ તો જાણું કે તે કેવા સરસ છે અને દીલને ઠંડક દેનારો છે !

જો આ ઘરના બાજુના ઘરની વચમાં એક કુવોછે, તુ સોનાની લગડીઓ લેતો આવ, અને હુ કુવામાં ફેંકતો આવું. બધી લગદીઓ કુવામાં પડી ગયા પછી આપણે ઘેર ચાલ્યા જઇશું, અને વચમાં બે ચાર દહાડાનો ગાળો નાખીને એક એક બે બે કરીને કાઢી જઇશું ! બીજાએ કહ્યું કે, ' નહી નહી એમ તે બનતુ હશે! આપણે આપણુ છીએ પણ દુનિયાં આંધળી નથી.જેટલો માલ ઘરભેગો થયો એજ આપણો બાપનો સમજવો. અગાસી વાળાએ કહ્યું કે, ' ઠીક ભાઇ! કોહા તારી મરજી તેમછે તો મારી ના કયાં છે ! ચાલ હવે ઝટ કર !! હમણા સહવાર પડી જશેજ બીજાએ કહ્યુ કે 'તું અહાંઆં ઉભો રહીને શું ઉકાળવાનો હતો તું નીચે ઉતર અને અલગબહાર ઉભો રહે અને હું પાછો ઘરમાં જાઉ તેટલો માલ ઉપાડી શકાય તેટલો કહડી ને તને આપતો જાઉં તેટલો તું લઇને ચાલતો થજે અને ત્રીજા ભાગીદારને મોકલજે ? તે પણ જેટલો ઉપાડી શકશે તેટલો તેને કહાડી આપી તેને પણ અહીંથી ઘર ભેગો થઇ જવાને, કહીશ અને તમે બંને જલદી ઘર ભેગા થઇ ગયા પછી તમારી પાછળ મારાથી ઉપાડી શકાશે તેટલો ઉપાડી ચાલ્યો આવીશ ! કેમ દોસ્ત ચાલતો નથી તારો વીચાર લાભકારક છે કે મારો તેટલો કહ્યું કે, તે નહી દોસ્ત ? તારો આ મામલો બંને જણા આવી તે કામની ગોઠવણ કરી પોતાનું કામ શરૂ કર્યું જેટલી સોનાની લગડી પોતાથી

ઉપાડી શકાય તેટલી ઉપાડી. પોતાને ઠેકાણે માલને દાટી પોતાના દુર જવાને માટે જાય છે તેવોજ ઠગે તેની પાછળ જઇ તેના પગમાં એક એવો જબરો ફટકો મારયો કે ફટકો પડતાજ તે નીચે પડી ગયો અને ઉપરથી લાત મારીને કહ્યું કે, ' ઓ હરામખોર તારા બાપનો માલ લઇને કયાં જાય છે ? મુકીદે નહી તો બીજી લાત મારૂં છું જોય છે સું એટલું કહીને ઉપરથી બીજી લાત મારી તેના હાથમાંથી સોનાની લગડીનો એક થેલી આંચકી લઈ તેને કાઢી મુકયો

આ પ્રમાણે ઠગે તે બંનેને બે બે લાત મારીને તેઓના માલમાંનો સઘળો માલ છીનવી લઇને વટાણા વાવી ગયો અને પેલા ત્રણુ પસ્તાતા પસ્તાતા પોતાના ઘર ભેગા થઇ ગયા.

---

## વારતા ૧૭ મી.

---

### દશે આકૃતિના મસ્તકો છેદી નાંખ્યા.

બીજે દીવસે રાજાએ ફરીને એક ડાંડી પીટાવા કે આજે આરામ બાગની પાછળ આવેલા અંગ બળના અખાડની વચ્ચે એક સ્થંભ ઉભો કરવામાં આવશે. તે સ્થંભની ઉપર એક ચાર વ્યાસવાળા આકારવાળું આરકું ગોઠવવામાં આવશે. અને તે આરકામાં દશ મહોટા બાકોરા રાખવામાં આવશે અન તે પ્રત્યેક બાકોરામાં એકેક એકેક આકૃતિ ગોઠવવામાં આવશે. અને તે આકારની નીચે એક જળપંખો ઉભો કરવામાં આવશે, અને તે જળપખાથી તે આકૃતિવાળુ તે આરકું ફર્યા કરશે તે ફરી રહેલા આરકામાં રહેલી તે બનાવટી દશ આકૃતિને એક બાણુના ઘાથી છેદી તેના મસ્તકો એક ઝપાટામા ઉરાડી નાંખે તેવી બાણ વિદ્યા જાણુનાર ક્ષત્રીવંશીજ પો-

વાળી બાણુ વીદયાનો ચમત્કાર બતાવવાને આજે સાંજના પાંચ વાગે હાજર થઇ જવું.

જ્યારે પ્રથમ કરી રાખેલી ગોઠવણુ પ્રમાણે તે કાર્યનો આરંભ કરનારો હુકમરૂપી ઘંટ ચાલુ થસે ત્યારે તે બાળાવળીએ. પોતાનું કાર્ય કરી પોતાને માગે ચાલ્યો જવું.

કોઇ પણ ક્ષત્રી બાણુવળી ઉપર જણાવ્યા પ્રમાણે પોતાની વીધાનો ચમત્કાર બતાવી રાજા અને તેમના અમલદારો અને સમગ્ર પ્રજાને, તે માટેની ખાત્રી કરી આપશે તેને હું મારા રાજ્યની અર્ધ ગાદી અર્પણુ કરીશ, '

આ પ્રમાણે રાજાની પીટાટી ડાંડી સાંભળતાંજ માલણુ ઘેર આવી અને તે સર્વ હકીકત ચતુરસીંહને કહી સંભળાવી. માલણના મુખમાંથી શબ્દો બહાર પડતાની વાર ચતુરે માલણુને કહ્યું કે, માસી સાંભળ્યું ! તે બરાબર સાંભળ્યું આનું પરીણામ કેવું આવશે; તેનો તેં કંઇ વિચાર કર્યો છે ? માલણે કહ્યું કે, ' હવે રાજાને ખાત્રી થઇ ચુકી છે, કે, જે ઠગ ઉજણુ નગરીમાં આવી મને મારા અમલદારો અને પ્રજાને ઠગવામાં કંઇ બાકી રાખી નથી, અને તેને પકડવાને કેટલીએક યુક્તીઓ કરવા છતાં તે હાથમાં આવતો નથી. એવી તેની ખાત્રી ઉપર ખાત્રી થવાથી, છેવટે રાજા એયા સીધાંત ઉપર આવ્યો હોય કે તારામાં કેટલા કેટલા ગુણો છે ગુણોની માહીતગારી થઇ. તને રાજ્યની ગાદી આપવાને તેણે આવી પ્રતિજ્ઞા કરી હોય એમ મને લાગે છે તેનું સારૂં ફળ તને મલશે અને તે ફળ જેવું તેવું તને મળનાર નથી. તે ખરો હકનો પુરાવો કરી આપ્યો છે અને હજી તે પુરાવામા કંઇ બાકી હોય તોતે આજ સચોટ કરી દેજે એટલે બસપણુ એને રાજ મળતાં આ માસીને ભુલી જતો નહીં ઉપકારને બદલે અપકાર

કરવાને તારી જાત બતાવતો નહીં જા મારા તને આશીર્વાદ છે કે તારી બાળ વીદયામાં તું જય મેળવજે. માસીના આ આ આશીરવાદ લઇ ચતુર ઘોડા ઉપર ચઢી ઠરાવ પ્રમાણે તે આરામ બાગની પાછળ આવેલા અંગબળના અખાડાની પાછળ જ્યાં કેટલાક બાણાવળીએ આવીને તે ફરી રહેલા બારકાઓ તરફ પોતાની નજરને ફેરવી રહ્યાં હતા.

આ ખેલ જોવાને આખી ઉજણ નગરી ત્યાં ઉલટી પડી હતી. અલબેલી ન્યાયાધીશની પુત્રી પણ ત્યાં આવી હતી.

મેદાન માણસોની ભીડથી ગાઝી રહ્યું હતું અને તે ગર્જનાને વધારે ગજાવી મુકનાર હુકમ રૂપી ઘંટો વાગવાને શરૂ થયો.

તે સાંભળી સર્વ બાણાવળીઓ તે ફરી રહેલા આરકાની આસપાસ ફરી વળયા.

પ્રધાન ઉઠીને બોલ્યો કે ' અહો બાણાવલીઓ ! રાજાની આજ્ઞા એ કે આ આરકાથી બે કોસ દુર જઇને દરેક બાણાવલીએ એક હારમાં ગોઠવાઈ જવું અને અનુક્રમે અનુકરમે એક પછી એક પોતાની વીદયાના પ્રયોગનો ઉપયોગ કરવો.

એક પછી એક બાણોનો વરસાદ છુટવા મંડયો પણ કોઇના બાણથી તે આરકામાંની એક પણ આકરૂતિનું માથું છેદાયું નહી. તે જોઇ સકળ પ્રજા શરમ છે શરમ છે. એવી રીતે પોકારી રહી.

તે થઇ રહેલા પોકારની વચે આપણી આ વારતાના ચાલાક નાયક ઠગે તરત પોતાના ઘોડાને આડો ફેરવીને એવી સરત અને નીયમ ટીકાને એક બાણ ફેંકયું તેન એ બાણે તે ફરી રહેલા આરકામાની દસે આકરૂતિના દશે માથાં ઉરાડી નાખ્યા,

તે દસે માથા નીચે પડી જતા જોઇને ચતુર પોતાનો સ્થાન તરફ પોતાના ઘોડાને દોડાવી જતો સર્વેએ જોયો.

---

# વારતા ૧૮ મી.

---

## સાધુ વેશમાં રાજા–રાજાનું સનમાન.

ચતુરની આ ચતુરાઇ જોઇને ઉલટથી મેદનીએ હર્ષ ગર્જનાથી ઉજણ નગરીને ગજાવી મુકી. રાજા અને રાજાનું મંડળ આશ્ચ બની ગયું. જેજે ક્ષત્રી બાણુવળીઓ પોતાની વીધાનો ચમત્કાર બતાવવાને આવ્યા હતા; તેઓએ આ ચતુર ઠગારાની વીધાનો અદભુત ચમત્કાર જોઇને નીચું ચાલી ગયા. અને તેઓના મોઢા ઉપર સ્યામતા પથરાઇ ગઇ. અને શરમ શરમના પોકારોની વચે પોતાના ઘોડાઓને નમાલા સરખા હાંકતા હાંકતા ઉજેણ નગરીના મેદાનને નમસ્કાર કરીને પોતાને સ્થાનકે નિકળી ગયા.

રાજાની નજર ક્યાં હતી ! તે વાચક તારા જાણુવામાં નહીં હોય ) તો હું તે તને બતાવું છુ તે તું જો ! આ સમે રાજાની નજર ચતુર ઠગારાની ઉપરજ હતી. બધા બાણુવળીઓના બાણુ ખાલી જતાને વાર છેવટે જ્યારે ચતુરના બાણે તે આરકામાં ગોઠવી રાખેલી આકરૂતિના માથા ઉરાડી આરપાર નિકળી ગયું. તે જોતાજ રાજા તે બાણ ફેંકી પોતાના ઘોડાને એડી મારી આડો ફેરવીને નગરીની અંદર લઇ ગયો ને રાજાએ જોઇ લીધું હતું. રાજાએ એકદમ ત્યાં ભરેલી દરબારને બરખારત કરીને રાજાએ મનમાં વિચાર કર્યો કે, આ તે ઠગ ક્યાં રહે છે શોધી કાઢીને તેની પુર્ણ પરીક્ષા કરવી.

આવા પ્રકારનો દૃઢ વીચાર મનમા કરીને રાજા તુંર્ત પોતાના મહેલમાં આવ્યો. અને કોઇ ન જાણે તેવી રીતે રાજાએ ભગવો વેશ ધારણ કરીને મહેલની નીચે ઉતર્યો;

રાજા ફરતો ફરતો અને અલખ ! અલખ ! જગાવતો જગા-વતો ! જ્યાં માલણુ રહેતી હતી તેના દરવાજા આગળ આવી ચઢયો એટલામાં ચતુર કાંઇક કારણુસર માલણુના ઘરની બહાર નિકળી, ઘરના ઉમરા ઉપર હતો તે જોતાંજ રાજા ચેતી ગયો કે આજ ઠગ છે. એવો નિશ્ચય કરીને રાજા બોલ્યો કે, 'હે ચતુર પુરૂષ ! તું મહાભાગ્યશાળી છે. તુ કોઇ તેજોમય મૂર્ત છે. તેના સાક્ષી તારૂં કપાળ આપી રહ્યું છે. તું મહા જ્ઞાની છે ! શાસ્ત્રવેતા છે ! અને ધર્મષ્ઠિ છે તેની સાક્ષી તારી મુખાકરતિ આપી રહીછે. માટે ભીક્ષાદે.

ચતુર—એ મહા જ્ઞાની ! શેના ભીક્ષા જોઇએ છીએ !

યોગેન્દ્ર—હું કહું તેની ! બોલ તું આપીશ !

ચતુર—ઇચ્છામાં આવે તે માગો. આપની ઇચ્છાઓ પુર્ણ કરવાને તમારો સેવક તૈયાર છે.

એટલું કહીને ચતુરે તે યોગન્દ્રને હાથ પકડીને કહ્યું કે—યો-ગીરાજ ! ધર્માત્મા! અંદર પધારો ! મારી માસાના ઘરને પવીત્ર કરો! આપના મનમાં જે ઇચ્છાઓ ઉત્પન્ન થઇ હશે તે તમારો આ કીંકર ચર્ણનો દાસ પુર્ણ કરશે ! આ પ્રાણુ તમારાછે ! આ દેહ તમારો છે ! આ દેહ તમારા ચર્ણની સેવા કરવાને ઉત્કંઠીતછે માટેમહાશય! આપ અંદર પધારો, રાજાએ મો મલકાવીને કહ્યું કે, 'ભક્ત ! તારો સંત સાધુ પ્રત્યેનો આવો ભાવ જોઇને મને અતી આનંદ થયોછે. એટલું કહેતાની સાથે ચતુર રાજાનો હાથ પકડી પોતાના ઓરડામાં લઇ ગયો અને એક આસન આપી બેસાડી તેની વીધીપુર્વક પુજાકરી.

રાજા પ્રસન્ન થઇને ચતુરની પરીક્ષા લેવા નીચે મુજબ સવાલ પુછવા લાગ્યો.

રા—તમારૂં નામ શું ?

ચ૦—મારા બાપનું નામ તે મારૂં નામ.

રા૦—ત્યારે તમારા બાપનું નામ શું ?

ચ૦—મારૂં નામ તે મારા બાપનુ નામ.

રા—એમ કેમ બોલો છો ?

ચ૦—સાહેબ મારૂં નામ વિષ્ણું, અને મારા બાપનું નામ શ્રીકૃષ્ણ, માટે વિષ્ણું કહો તો પણ એ અને શ્રીકૃષ્ણ કહો તોએ એ.

રા૦—તમારી કેટલા વર્ષની ઉમર છે ?

ચ૦—સાહેબ, મારી ઉમર સતર વર્ષની છે.

રા૦—તમારો જન્મ કઇ સાલમાં છે ?

ચ૦—મારો જન્મ અડારસેંની સાલમાં છે.

રા૦—હમણાંતો સંવત ૧૨૧૬ ચાલે છે, અને તમે કહો છો કે મને સતર વર્ષ થયાં તે શી રીતે થાય? ૧૬ થવાં જોઇએ.

ચ૦—સાહેબ, ત્રણ વરશે એક અધિક માસ એટલે પુરૂષોતમ મહિનો આવે છે, ત્યારે. એક વર્ષે વધી જાય. માટે સતર વર્ષ થયાં છે. રાજા મનમાં વિચાર કરે છે કે આ વાત તો ખરી છે.

રા૦—તમે ક્યાંય નોકર છો ?

ચ૦—હા, સાહેબ.

રા૦—તમારા શેઠનું નામ શું ?

ચ૦—કહો તો પેહેલાં શેઠનું નામ દઉં. કહો તો વચલાનું દઉં, અને કહો તો છેલ્લાનું દઉં.

રા૦—તમારે કેટલા શેઠ છે ?

ચ૦—મારે ત્રણ શેઠ તો મુખ્ય છે, અને તે શિવાય બીજા ઘણાએ છે, પણ આ ત્રણ શેઠની સલામ તો દરરોજ લીધ. વિના ચાલેજ નહિ.

રા૦—પેહેલા શેઠનું નામ શું છે ?

ચ૦—જાજરૂં, કે સવારના પોહોરમાં ઉઠીને તેની સલામ લીધા વગર ચાલેજ નહિ.

રા૦—બીજા શેઠનું નામ શું છે ?

ચ૦—ક્ષુધા, બપોર થાય કે તેની તાજમ લીધા વગર છુટકો નહિ.

રા૦—ત્રીજા શેઠનું નામ શું છે !

ચ૦—ઉંઘ, ગમે તેમ થાય પણ રાત પડે કે તેના તાબેદારી ઉઠાવ્યા વગર છુટકોજ નહિ.

રા૦—એવી વસ્તુ કંઇ છે કે જે જાય તે પાછી મળેજ નહી?

ચ૦—વખત.

રા૦—કોને ડાઘ લાગે તે ન જાય ?

ચ૦—લાજ અથવા ઇજતને

રા૦—માણસ મરી ગયા પછી સ્વર્ગ ગયો કે નર્ક તેની શી રીતે ખબર પડે ?

ચ૦—જો માણસો તેનાં વખાણ કરતાં હોય તો જાણવું કે તે સ્વર્ગે ગયો, અને બદગોઇ કરતાં હોય તો જાણવું કે નર્ક ગયો.

રા૦સુખ આવે ત્યારે શું તજવું ?

ચ૦ અહંકાર

રા૦--દુઃખના વખતમાં માણસે કેવી રીતે વર્તવું જોઇએ ?

ચ૦—હીમત રાખી વર્તવું.

રા૦—કોનાથી ન શરમાવું ?

ચ૦—ગરીબ અથવા ઘરડાં માબાપથી ન શરમાવું.

રા૦—માણસ શાથી તૃપ્ત ન થાય ?

ચ૦—માયા અથવા પૈસાથી.

રા૦—ક્યા માણુસને શરમ ન હોય ?

ચ૦—વ્યભિચારીને.

રા૦—કોણુ દંડ તે કોઈ ન દેખે ?

ચ૦—શીઅ દંડે તે કોઇ ન દેખે.

રા૦—એવા દુષ્ટ માઆપ ક્યાં હશે, કે જે પોતાના બચ્ચાંને ખાઇ જાય ?

ચ૦—સાપ.

રા૦—એવાં દુષ્ટ છોકરાં ક્યાં કે જે માને ખાઇ જાય ?

ચ૦—વિંછીનાં બચ્ચાં.

રા૦—આપણે મ્હોડે વખાણુ કરે. અને પાછળથી બદબોઇ કરે એવું માણસ કોણુ ?

ચ૦—વેશ્યા ( કસબણુ )

રા૦—કોને જ્ઞાન ન હોય ?

ચ૦—રજુને.

રા—દુનીઆમાં દુઃખી કોને જાણુવો ?

ચ૦—કરજદારને ( દેવાદારને )

રા૦—ત્યારે સુખી કોને કહેવો ?

ચ૦—જેને માથે દેવું નથી તેને.

રા૦—કોને રાત દિવસ કશી વાતની ફીકર નથી હોતી ?

ચ૦—બાળકને.

રા૦—કડવામાં કડવું શું ?

ચ૦—કડવું વેણુ.

રા૦—બુદ્ધિહીણુ થવાનો પેહેલો રસ્તો કીયો ?

ચ૦—પરસ્ત્રી સાથે પ્રીત કરવી તે.

રા૦—કોની સાથે વાદ ન કરવો ?

ચ૦—બળિયા સાથે.

રા૦—એવો કોણુ કે સો ગાઉ ચાલે પણુ એની એ જગા ઉપર હોય ?

ચ૦—ઘાંચીનો બળદ.

રા—કયી ચીજને કસ્તુરીનું ખાતર નાંખ્યું હોય પણુ પોતાની ગંધ મુકે નહી ?

ચ૦—લસણુ.

રા૦—કયું દ્રવ્ય નીચું કહેવાય ?

ચ૦—કન્યા વેચીને લીધું હોય તે.

રા૦નજરે દીઠેલી વાત કયારે ખોટી પડે

ચ૦—સ્વપ્નામાં દીઠેલી હોય ત્યારે.

રા૦—શરીરમાં રોગ શાથી થતો હશે ?

ચ૦—આળસુ બેસી રહે અને ઉદ્યોગ ન કરે તેથી તેમજ ખાધાની કદર ન રાખે તો થાય.

રા૦—કયા જનાવરની પુંછડી સો વરસ સુધી દાટી મુકી હોય પણુ વાંકીને વાંકી રહે ?

ચ૦—કુતરાની.

રા૦—અંધો કોને જાણુવો ?

ચ૦—જેને વાંચતા લખતા આવડતું ન હોય તેને આંખ છતાં પણુ અંધ જાણુવા.

રા૦—નીચમાં નીચ ધંધો કયો

ચ૦—ભીખનો.

સ૦—ક્યુ કામ કરવું તે કોઇને ન કહેવું ?

ઉ૦—ધર્મનુ કામ.

સ૦—પડતી દશા થાય ત્યારે ક્યાં ક્યાં ચિન્હ જોવામાં આવે?

ઉ૦—આહાર, આળસ, ઊંઘ, અને ઘરમાં તથા કુટુંબમાં કુસંપનો વધારો થવા લાગે.

સ૦—શું કરવાથી બધા માણસો આપણા મિત્ર થાય

ઉ૦—મીઠાશથી બોલાવિયે તો.

સ૦—શું કરવાથી બધા માણસો આપણા દુસ્મન થાય

ઉ૦—કડવું વચન કહેવાથી

સ૦—સ્ત્રી અને પુરૂષને શોભાવનાર કોણ ?

ઉ૦—સભ્યતા અને સદ્‌ગુણ.

સ૦—ઘરેણાં લુગડાંથી માણસ કેમ શોભતું નહિ હોય.

ઉ૦—રાજાજી જેનામાં સભ્યતા તથા સદ્‌ગુણ નથી. તેને બોલવાની કદર હોતી નથી, તેથી તેનું કઠોર ભાષણ તેના ઉમદા પોશાકને ઢાંકી નાંખે છે

સ૦—ઘેર બેઠે જાત્રા કયી થાય ?

ઉ૦—માબાપની સેવા તેનું પુન્ય જાત્રા કરતાં પણ વધારેછે

સ૦ સર્વનો અદલ ઇનસાફ કોણ કરે ?

ઉ૦—કાંટો. ( તોળવાનો )

સ૦—ભાઇઓમાં કુટુંબમાં અને વાહાલામાં વેર કોણ કરાવે?

ઉ૦—પૈસો, સ્ત્રી તથા જમીન.

સ૦—પ્રાણીને સૌથી વધારે વહાલું શું ?

ઉ૦—પોતાનો જીવ.

સ૦—ક્યા માણસનો ભરોસો ન કરવો ?

ચ૦—જુઠું બોલનારનો.

શ૦—કઇ વાત કોઇને ન કહેવી ?

ચ૦—છાની વાત કોઇને ન કહેવી.

શ૦—શું આપતાં પહેલાં માણસે ખુબ વિચાર કરવો ?

ચ૦—વચન આપતા પહેલાં ખુબ વિચાર કરવો, કે તે પોતાથી પળસે કે નહિ.

શ૦—કયા માણસનાં વખાણ કોઇ દિવસે ન થાય ?

ચ૦—લોભી માણસનાં.

શ૦—કોની નાતનો દીનપરદીન ઘટાડો સમજવો ?

ચ૦—જેની નાતમાં સંપ નથી તેની.

શ૦—માણસને ઊંચી અથવા નીની પદવી કોણ અપાવે ?

ચ૦—સંગત. " જેવી સોબત તેવી અસર. "

શ—બારે માસ સેવા કરીએ પણ પા કલાકે આપણો બચાવ ન તે કોણ ?

ચ૦—પાણી તથા અગની.

શ૦—પેહેલેથી સ્વાદ ચખાડે અને પછીથી ખરાબ કરે તે વસ્તુ કયી ?

ચ૦—કેફ.

શ—સર્વે ખાધામાં મીઠી વસ્તુ કયી ?

ચ૦—મનને ભાવે તે મીઠી વસ્તુ સમજવી.

શ૦—સર્વેથી ખાધામાં કડવી વસ્તુ કયી ?

ચ૦—જે ન ભાવે તે.

શ૦—વગર પગે ઘણા વેગથી દોડનારી વસ્તુ કયી ?

ચ૦—કલ્પના અથવા વિચાર.

---

## વારતા ૧૯ મી.

### ચતુરને રાજગાદી આપવા. અને દરબારમાં હાજર થવા માટે રાજાએ પીટાવેલી દાંડી.

પોતે દીધેલા અભય વચનને પાળવા માટે રાજાએ દાંડી પીટાવી કે, ' જે ઠગે આજદીન સુધી નગરમાં ઘણી ઠગાઇઓ કરીને અનેક ભોળાઓને ભમાવી ઠગ્યા છે, તેણે હવે આવી રીતે પોતાની ચતુરી ભરેલી ઠગાઇ કરવાના કામનો ત્યાગ કરીને અને તે સંબંધી મનમાં કોઇ પણ પ્રકારનો રાજ તરફથી ભય ન રાખતાં, ઉમંગ. ઉમેદ અને હોંશથી રાજદરબારમાં આવી હાજર થવું ' હાજર થવાથી તેણે આજ દીવસ સુધીમાં રાજ્યના જેટલા અપરાધ કર્યા હશે તે સર્વ અપરાધથી તેને ક્ષમા કરવામાં આવશે. તેની સાથે તેની આવી વિચિત્ર અને તે વિચિત્ર ચતુરાઇને કોઇ પણ જાણી શક્યું નહીં, તે ચતુરાઇની ઉપર પ્રસન્ન થઇ, તેના લાયકનો કંઇ પણ મહોટો અધિકાર આપવામાં આવશે, અર્થાત આ રાજગાદીનો સર્વ હક તેને અર્પણ કરવામાં આવશે.

આવા પ્રકારની સત્યપુર્વક આગ્રહી રાજાના હુકમ સાંભળતાંજ ચતુરસીંહ રાજકુંવર યોગ અતુળી પોશાક પહેરી લઇ એક ઘોડાઉપર સ્વાર થઇ રાજદરબારમાં જઇ, રાજાને સાતવાર પ્રણામ કરી ઉભોરહ્યો,

રાજાએ પુછ્યું ' તમે કોણ છો ? અને ક્યાંથી આવ્યા ? અને આવવાનું કારણ શું ? "

ચતુરે જેણે પોતાની ચાલાકીથી ઘણાકોને ઠગી અખુટ સંપતિ મળવી છે, આવા ચતુર ઠગારાને પકડવા માટે ઘણાક હુશીયાર અને ચંચળ અમલદારોએ બીડાં ઉપર બીડાં ઝડપીને કંઇક પણ મહેનત કરવામાં બાકી રાખી નહોતી, છતાં અમલદારો પકડવાને બદલે, ચતુરના હાથમાં પકડાઇ જઇ ચતુરની ચાલાકીની ખુબીની યાદગીરી કા-

મમ રહેવા માટે, ચતુરની શીક્ષા ભોગવી જતા હતા તેજ ચતુર ઠગારો હુંજ છું. અને તે તમારા હુકમથી તમારા દરબારમા હાજર થયોછું, મારા કામોને લીધે સર્વે લોકો મને ચતુરસીંહ ઠગારો કહેછે.

રાજા --તમે કોઈ સારા ખાનદાનમા જન્મેલા હો એવા લાગો છો, છતાં એવી ઠગાઇના કામ કરવામાં તમારા શો હેતુ સમાએલો છે, છતાં એવી ઠગાઈના કામ કરવામાં તમારો શો હેતુ સમાએલો છે તે જરા મને જણાવશો.'

ચતુર—મહારાજ! હું આપનોજ વારસદાર પુત્ર છું, અને તેની ખાત્રી કરી આપવા માટેજ મેં આ ચતુરાઇ ભરેલા કામોં કર્યાં છે, તે સીવાય મારો બીજો કોઇ હેતુ નથી.

રાજા--અરે ચતુર ! તું મારો દીકરો કેવી રીતે થયો ? તે મને તું સમજાવ તો ખરો ?

ચતુર—પિતાજી ! વિક્રમ ચરિત્ર કરતાં સ્રી ચરિત્ર ઘણું ઉંડું છે. એ વાતની પરીક્ષા કરવા માટે, જે બ્રાહ્મણ કન્યા સાથે તમે વીવાહ કરી, તેણીને ગામ બહાર એક મહેલમાં રાખી. તેની આસપાસ ચોકી પહેરો રાખ્યો હતો, તે આપની શશીકળા સ્રીનો હું પુત્ર છું.

આ વાત સાંભળતાંજ રાજાએ તરત એક ઘોડેસ્વારને મોકલી પોતાની શશીકળાને તેણીના મહેલમાંથી તેડી મંગાવીને પોતાની સન્મુખ ઉભી રાખી, તેણીને પુછ્યું કે, 'આ સમે સર્વ સામે જે માણસ ઉભો છે તે તને શું થાય ?

શશીકળા—મહારાજ ! એ તમારો અને મારો બંનેને પુત્ર થાય છે, તે સાંભળીને રાજા ચકીત થઇને બોલ્યો કે 'હે શશી કળા તું આટલું બધું જુઠું કેમ બોલે છે, તારાંને મારાં લગ્ન થયાં છે ત્યારથી તે અત્યાર સુધી તારી અને મારી વચ્ચે કોઇ પણ પ્રકારનો બીલકુલ સંબંધ થયો નથી, છતાં એ પુત્ર તને કેમ થયો ? તેના

ઉતરમાં શશીકળાએ કહ્યું કે, 'મહારાજ! તમોએ વિક્રમચરિત્ર ક- રતાં આ ચરિત્ર કેમ ઉંડું, તે દેખાડી આપ્યા વગર મારી સાથે વહેવાર રાખવાની નાગોએ ના પાડી, અને એક દંડીઓ મહેલમાં રાખી; તેથી તમને આ ચરિત્રનો ચમત્કાર દેખાડવા માટે મેં આ પ્ર- માણે કામ કર્યું. અને મહેલમાં કેદ કર્યા પછી શશી કળાએ શું શું કામ અને કેવી રીતે કરયું તેની તમામ હકીકત રાજાને કહી સંભળાવી અને નાયકણના રૂપમાં રાજાને મોહીત કરી તેની સાથે સંબંધ કર્યા બાદ ઓળખાણ માટે માગી લીધેલી ચીજો તેને દેખાડી રાજાની ખાત્રી થઇ કે 'વીક્રમ ચરીત્ર કરતા આ ચરિત્ર ઘણું ગહન છે,' આવી રીતે તેની પુર્ણ ખાત્રી થતાં તે વાર રાજાએ પ્રસન્ન થઇને ચતુરને છાતી સાથે ડાબીને પોતાની પાસે બેસાડયો, અને શશીકળાને પોતાના ખાસ મહેલમાં રહેવા માટે પરવાનગી આપી.

ચતુર પિતાજી! આવતી કાલે શેહેરમાં એવી દાંડી પીટાવો કે, આજ સુધી આખા શહેરમાં જે ચતુર ઠગારે ઘણાક લોકોને ઠગી લીધા છે, તે ચતુર ઠગારો રાજદરબારમાં હાજર થયો છે; માટે જે લોકો તે ઠગારાના હાથથી લુટાયા હોય તેઓએ પોતાનો માલ ખજાનો લેવાને રાજાની સમક્ષ દરબારમાં હાજર થવું, જે જે લોકોને ઠગીને મેં ખજાનો એકઠો કર્યો છે તે ખજાનો એમને એમ મે કાયમ રાખેલછે. તે સરવેને આપી દેવાને ઠીક પડે માટે આવતી કાલે મ્હોટો દરબાર ભરવો.

રાજાએ તરત શહેરમાં દાંડી પીટાવી. અને બીજે દહાડે ઠરાવેલા વખત પહેલાંજ રાજમહેલની આગળ ગામના તમામ લોકો ભેગા થઈ તે ચતુર ઠગને જોવા માટે રાહ જોતા ઉભા.

સો સારી પેઠે ઓળખી શકે તેવી રીતે રાજા, શશીકળા અને ઠગસેન મહેલમાં ભરવામાં આવેલી દરબારમા દાખલ થઇ પોતાની

જગ્યાએ બેઠા પછી રાજાએ શશીકળા સાથે વીવાહ કરવાનો હેતુ શું હવો તે બધાને કહી સંભળાવ્યું, અને વીવાહ થયા પછી શશીકળાએ સ્રી ચરીત્રની ચતુરાઇ દેખાડવા માટે શું શું કીધું' અને તેથી ચતુર ઠગની ઉત્પતી કેમ થઇ, અને તેણે આજ સુધી કેવા કેવા ચતુરાઇના કામો કીધાં તે સંક્ષેપમાં દરબારને કહી સંભળાવ્યાં પછી જે જે લોકોને ચતુર ઠગે ઠગીને ખજાનો લુટી લઇ ભેગો કર્યો હતો, તે માલણના ઘરમાંથી મંગાવી દરબારમાં રાખેલ હતો, તે માલણની સમક્ષ વે ખજાનાને જાહેરમાં મુકી સરવેને હુકમ કરવામાં આવ્યો કે. જેનો માલ મેં લુટયો છે. તેઓએ આ ખજાનામાંથી પોતાનો માલ ઓળખીને લઇ લેવો.

એક ક્ષણમાં સરવેએ પોતાનો ખજાનો ઓળખી લઇ પોતાના સ્વાધીનમાં લઇ હસતાં હસતાં અને ચતુર ઠગને આશીરવાદ આપતાં પોતાને સ્થાને ચાલતા થયા આ મામલો ખતમ થયા પછી ચતુર માલણને પોતાની માતા પાસે કાયમ રહેવા માટે રાજાની પરવાનગી માગી; રાજાએ માલણને શશીકળાની દાસોની પદવી આપી. શશીકળાની સાથે રહેવાની પરવાનગી આપી, અને પોતાને જાણે આજેજ નવો પુત્ર થયોછે, એવા આનંદથી ભેગા થએલા લોકોને સારા ઇનામો આપી આખા ગામમાં પેંડા વહેંચાવ્યા ને ચતુરનું નામ સવાઇ વીકરમ એવું નામ રાખી તેને રાજ્ય લાયકની વિદયા શીખવા માટે જુદી જુદી કળાના જુદા ગુરૂઓ પાસેથી અભ્યાસ કરવાની ગોઠવણ કરી આપી.

# બીજો ભાગ સમાપ્ત.

## હવે પછી બહાર પડેલાં પુસ્તકો.

---

| | |
|---|---|
| ચતુરસીંહ હરારા ભાગ પહેલો. ... ... ... | રૂ. ૦—૮—૦ |
| ચતુરસીંહ હચારો. ભાગ બીજો. ... ... ... | રૂ. ૦—૮—૦ |
| ચતુરસીંહ હચારો. ભાગ ત્રીજો ... ... ... | રૂ. ૦—૮—૦ |
| ચતુરસીંહ હચારો. ભાગ ચોથો. ... ... ... | રૂ. ૦—૮—૦ |
| બાદશાહ બીરબલ ૧ થી ૧૮ ભાગ. ... ... | રૂ. ૧—૪—૦ |
| ચંદ્રકળા અને બહુરૂપીઓનું બજાર. ભાગ પહેલો. | રૂ. ૧—૮—૦ |
| ચંદ્રકળા અને બહુરૂપીઓનું બજાર ભાગ બીજો. | રૂ. ૧—૮—૦ |
| પૈસા કેમ કમાવા ધનવાન થવાની કુંચી. ... | રૂ. ૧—૮—૦ |
| હુનર પ્રકાશ ૨૦૦૦ હુનરો. ... ... ... | રૂ. ૧—૮—૦ |
| લેખચંદ્રીકા, અથવા પત્રવહેવાર ... ... ... | રૂ. ૧—૦—૦ |
| માવાની મોહની ડીટેકટીવની વારતા. ... ... | રૂ. ૩—૦—૦ |
| મહા ભારત રામગાગજીનું વ્યાસ વલ્લભરામનું બનાવેલું | રૂ. ૭—૦—૦ |
| સતી લીલાવતી, વેશ્યા અંમાં ફસાયલો શેઠનો છોકરો તેને પોતાની બૈરી કેવી રીતે સુધારે છે તેનો આબેહુબ ચિતાર. ... ... ... ... | રૂ. ૨—૦—૦ |
| હીંદરાજસ્થાન. આશરે ૧૫૦૦ પાનાનું બાપાવાળાએ બનાવેલું. ... ... ... ... ... | રૂ. ૧૫—૦—૦ |

પ્રગટ કર્તા અને વેચનાર,

**શાહ નારણલાલ મોતીલાલ બુકસેલર.**

રીલીરોડ—અમદાવાદ.